॥ ૐ ॥

# સંત સમાજ
# ભજનાવળી.

છપાવી પ્રસિદ્ધ કરનાર :—

મંગળદાસ જોઇતારામ બુકસેલર.

ઠે. રીચીરોડ—અમદાવાદ

આવૃત્તિ ૩ જી — પ્રત ૩૦[illegible]

સંવત ૧૯૮૬ — સને ૧૯૩૦

'ઉત્કૃષ્ટ મુદ્રણાલય'

મુદ્રક પુરૂષોત્તમદાસ શંકરદાસ

ફર્નાન્ડીઝ બ્રીજ રીચીરોડ—અમદાવાદ.

કીંમત રૂા. ૦-૮-૦

# શિવપુરાણ.

રાગરાગણીમાં કવિ દુર્ગાશંકરકૃત. આ ગ્રંથમાં બ્રહ્માની ઉત્પત્તિ બ્રહ્મા વિષ્ણુનો સંવાદ. બ્રહ્મા વિષ્ણુ ઉપર શિવ પ્રસન્ન થયા દક્ષનો યજ્ઞારંભ, દક્ષકથા વર્ણન, શિવપૂજા વર્ણન, તારકાસુરે તપ કર્યું, શિવે કામદગ્ધ કર્યો, રતિવિલાસ પાર્વતિએ તપ કર્યું પાર્વતિ ઉપર શિવ પ્રસન્ન થયા, શિવવિવાહ હીમાચલને ત્યાં શિવ જાન લઇને આવ્યા, શિવસ્વરૂપ દર્શન, મેનાનો શોક, મેનાને વિષ્ણુએ ઉપદેશ કર્યો, શંકરના સ્વરૂપનું વર્ણન, પાર્વતિના સ્વરૂપનું વર્ણન, હીમાચલે શિવને પહેરામણી આપી પાર્વતી સહિત શિવ કૈલાસ આવ્યા કાર્તિક સ્વામીની ઉત્પત્તિ અને તારકાસુરનો વધ, તારકાસુરના ત્રણ પુત્રોનું તપ. મુંડી દૈત્યવનમાં મુંડીએ કરેલો વેદધર્મ શિવપૂજાનો નાંશ, ત્રિપુરાસુર પ્રતિ શિવનું યુદ્ધ કમળાક્ષ અને કૌસુના સંવાદ, કેકર અને માલતીનો સંવાદ ત્રિપુરાસુરના સૈન્યનું વર્ણન શિવવિદ્યુનમાળી સંવાદ વિષ્ણુ કમળાક્ષ વર્ણન કેકર ઇંદ્રસંગ્રામ, વિષ્ણુ અને કમળાક્ષનું યુદ્ધ વિષ્ણુકળા વર્ણન શિવે ત્રિપુરાસુરનો વધ કર્યો ત્રિપુરાંસુરની સ્ત્રીએ કરેલું રૂદન લિંગ ઉત્પત્તિ નિરગુણની ઉપાસના શિવની ત્રિશુળ પુજા પુજાવિધિ વર્ણન. કેતકીને શ્રાપ, ચંપાને શ્રાપ ગણેશ ઉત્પત્તિ બટુકનું યુદ્ધ શિવે બટુકને હણ્યો પાર્વતીનો વિલાપ શિવે ગણેશને સજીવન કર્યો ગણેશ લગ્ન નંદીકેશ્વર મહિમા સાધવિ મહિમા, અચળેશ્વર મહિના વિપ્રના શ્રાપનું વર્ણન, અરજુનનું તપ, પાર્થિવપૂજા, શિવરાત્રી મહિમા રૂદ્રાક્ષમહાતમ વ્રત મહિમા આદિ ઘણો રસિક રસિક કથા ભાગ આ પુસ્તકમાં ઘણીજ સરળ ભાષામાં વર્ણવવામાં આવ્યો છે. ત્રણ સુંદર સુશોભિત રંગીન ચિત્રો દાખલ કરવામાં આવ્યા છે. પાકું રૂપેરી પુઠું છે. કીંમત રૂ. ૪॥ પોસ્ટેજ માફ.

# સંત સમાજ ભજનાવળી.

## લોયણ અને લાખા કૃત ભજન

### દોહા.

વન્દો ચરણ સરોજ ગુરૂ, મુદમંગલ આગાર,
જેહી સેવત નર હોત હે, ભવસાગરકે પાર ॥ ૧ ॥

### ભજન ૧ લું.

જીરે લાખા પ્રથમ સતગુરૂના પાય પુજીનેજી
તમે મન વાંચ્છીત ફળ માગો હાં,
જીરે લાખા હાણને લાભ તમે નાંખી દીયોનેજી,
તમે મોહ નિંદ્રાથી જાગો હાં. ટેક૦
જીરે લાખા માન મેલી ગુરૂને ચરણે નમીયેજી,
તમે તો મન ગુરૂને અરપો :હાં. ૧
જીરે લાખા હરીને જાણ્યાનો એને મારગ છેજી;
એનું છે તે એને લઇને સોંપો હાં. ૨

જીરે લાખા અનભે ભક્તિની ઇચ્છા કરો તોજી;
તો સદગુરૂને શીષ નમાવો હાં. ૩
જીરે લાખા માંડ કરીને મનુષ્ય દેહ મળ્યો છેજી;
ફરી અવસર નહી આવે આવો હાં ૪
જીરે લાખા મન કર્મ વચને કરો સતગુરૂની સેવાજી,
તો ભક્તિ અનભે લેવા હાં. ૫
જીરે લાખા શેલર્રીની ચેલી સતિ લોયણ બોલ્યાંજી,
તમે ધારો સદગુરુ પુરા હાં. ૬

## ભજન ૨ જું.

જીરે લાખા સદગુરૂના પદનો પાર ન પામેજી,
જેને શિવ ઉમીયાજી વખાણે હાં.
જીરે લાખા મોટા મુની જેની આશા કરે છેજી,
તે પદ અનુભવી ઉરમાં આણે હાં. ટેક૦
જીરે લાખા બ્રહ્માના પુત્ર સનકાદિક જેવાજી,
એણે હંસને ગુરૂ કીધો હાં, ૧
જીરે લાખા હંસના મુખનો ઉપદેશ લઇનેજી;
એણે મુક્તિનો માર્ગ લીધો હાં. ૨
જીરે લાખા શુરવીર થઇ જે હુકમે ચાલેજી,
તે તો સદગુરુના મહિમા જાણે હાં, ૩
જીરે લાખા માન અંતરમાંથી મેલી કરીનેજી.
પછી થાય વચન પ્રમાણે હાં. ૪

જીરે લાખા એવા અધિકારીને આવરણુ નાવેજી;
એ તો રહેણી કરણીથી પુરા હાં. ૫
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણુ બોલ્યાંજી,
એને કાંઈ સદગુરૂના શુરા હાં, ૬

## ભજન ૩ જું.

જીરે લાખા સદગુરૂના પંથનો કોઇ લીયે નીવેડાજી;
જે આદી અનાદીસાં અધીકારી હાં.
જીરે લાખા આપ પણું અંતરમાંથી ત્યાગીજી;
એવા આ તૃષ્ણા બેઠો હારી હાં. ટેક૦
જીરે લાખા મુળ વચનનો મહિમા જે જાણેજી,
એણે સદગુરૂનું બાનું ઓળખાણું હાં. ૧
જીરે લાખા હાણુને લાભ સંકટમાં નાવેજી,
તેણે અનુભવનું સુખ માન્યું હાં. ૨
જીરે લાખા કરે સતસંગ મળે મન ગમતાજી;
ભેટયા બ્રહ્મવેતા ગુરૂ યોગી હાં. ૩
જીરે લાખા આ લોક પ્રલોકની ભાવટ ભાંગેજી,
એ તો બ્રહ્મ રસનાં ભોગી હાં. ૪
જીરે લાખા એવી વૃતિ જોને કોઇદી ચળે નહિજી,
જેને અંતરનો રંગ લાગ્યો હાં. ૫
જીરે લાખા શેલર્ષીની ચેલી સતિ લોયણુ બોલ્યાંજી
સંતે શીયાળીઓ ભાગ્યો હાં. ૬

જીરે લાખા મુળરે વચનનો મહિમા બહુ મોટોજી,
એને સંતજ વીરલા જાણે હાં, ૭

## ભજન ૪ થું.

જીરે લાખા વચન થકી જે કોઇ અધુરાજી,
તે તો પ્રેમ રસને શું માંણે હાં. ટેક૦
જીરે લાખા વચન થકી બ્રહ્માએ સૃષ્ટિ રચાવીજી,
વચનેથી પૃથ્વી ઠેરાણી હાં; ૧
જીરે લાખા ચૌદ લોકમાં તો વચન રમે છેજી,
તેને જાણે પુરૂષ પુરાણી હાં ૨
જીરે લાખા એવારે વચનથી જેને પ્રતીત આવેજી,
એ તો કદી ચોરાસી ન જાવેજી હાં;
જીરે લાખા વચનના કબજામાં જે કોઇ વરતેજી,
એની સુરતા સુન્યમાં સમાવ હાં, ૩
જીરે લાખા એરે વચન શીરને સાટેજી,
એ ઓછા માણુસને ના કહેવું હાં;
જીરે લાખા સદગુરૂ આગળ શીષ નમાવીજી,
એના હુકમમાં હમેશાં રહેવું હાં, ૪
જીરે લાખા આદિ ને અનાદિમાં વચન છે. મોટુંજી,
એને જાણે વિવેકી પુરા હાં;
જીરે લાખા શેલર્ષીની ચેલી સતિ લોયણુ બોલ્યાંજી;
એને નેણે વરસે નુરા હાં. ૫

## ભજન ૫ મું.

જીરે લાખા બ્રહ્મમાં ભળવું હોય તો હેત વધારોજી,
તમે મનમાં પ્રપંચ મેલો હાં,
જીરે લાખા નુરત સુરતથી કરી લ્યો મેળાજી;
તો તમે ફળ કંઇ નવ માગો હાં. ટેક૦
જીરે લાખા તૃણ બરાબર જગતની માયાજી;
એને જાણજે મનથી જુઠી હાં; ૧
જીરે લાખા કાળ ઝડપ લઈને ઝડપી જાશેજી;
ત્યારે જીવ જાશે જોને ઉડી હાં. ૨
જીરે લાખા જાગીને જોશો તો તમને ઇશ્વર મળશેજી,
ત્યારે મન પાછું પડશે હાં;
જીરે લાખા સંકલ્પ વિકલ્પની ગાંઠું બંધાણીજી,
એ તો ગુરૂ વચનથી ગળશે હાં, ૩
જીરે લાખા હાર ન પામો તમે હીંમત રાખોજી,
એવો ગુરૂ વચન રસ ચાખો હો;
જીરે લાખા શેલર્ષીની ચેલી સતિ લોયણ બોલ્યાંજી,
તમે મુખથી અસત્ય નવ ભાખો હાં ૪

## ભજન ૬ ઠું

જીરે લાખા હરી ગુરૂને તમે એક રૂપ જાણોજી,
એમાં જુદાપણું ઉરમાં ન આણો હાં;

જીરે લાખા ગુરૂમાં હરી ને હરીમાં ગુરૂ છેજી,
એમ એક જાણે રસ માણો હાં. ટેક.
જીરે લાખા ગુરૂના વિષે કોઇદી અભાવ ન લાવોજી,
એ છે સમજણ મોટી હાં,
જીરે લાખા જ્યાં લગી ગુરૂમાં વરણ ભેદ ભાળોજી,
ત્યાં લગી વાતું છે ખોટી હાં. ૧
જીરે લાખા ગુરૂ ને ગોવીંદ નથી કંઇ જુદાજી,
એવો ભરૂસો ઉરમાં આવે હાં,
જીરે લાખા મુળરે વચનનાં એ છે અધીકારજી,
એને નકી ભજન દીલ ભાવે હાં. ૨
જીરે લાખા એવા ગુરૂ ચરણુંના જે વીસવાસજી,
તે તો રેણીકરણીના ખાધાં હાં;
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાંજી,
એ કોઇદી પડે નહી પાછાં હાં. ૩

## ભજન ૭ મું.

જીરે લાખા હરી ભજવા હોય તો મીથ્યાપણું મેલોજી;
આ અવસર આવ્યો છે છેલ્લો હાં,
જીરે ભવસાગર તરવાનું આ છે ટાણુંજી,
તમે હું ને મારૂં મેલો હાં. ટેક૦
જીરે લાખા નામ રૂપ નીશ્ચે જાણો ખોટાંજી;
તમે એથી રહેજો અળગા હાં;

જીરે લાખા ત્રીગુણી માયાથી જગત બંધાણુંજી,
તમે એરે માયાને શીદ વળગ્યા હાં ૨
જીરે લાખા ત્રિવીધી તાપથી બળે છેજી,
તેના ડાઘ તમને નઇ લાગે હાં.
જીરે લાખા સદગુરૂના હુકમે તમે ચાલો,
તેથી મોહ માયાનું બળ ભાંગે હા. ૩
જીરે લાખા અનુભવે થવું હોયતો એ પદ પાગોજી,
તો બાહ્ય ભીતર બાહ્ય ભાળો હા.
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાંજી,
તમે ગુરૂ વચને આપું ગાળો હાં. ૪

## ભજન ૮ મું.

જીરે લાખા માન મુકીને તમે આવો મેદાનમાંજી,
તમે ગુરૂ ચરણે શીશ નમાવો હાં;
જીરે લાખા શેઠપણું તમે કોરે કરીનેજી,
તમે સંકલ્પ વિકલ્પને સમાવો હાં. ટેક૦
જીરે લાખા સદગુરૂના વચનથી કરો ઓળખાણુંજી
તે વિના પાર નહી આવે હાં;
જીરે લાખા ભવરે સાગરમાં મત બહુ ઝાઝાજી,
ઈ મતની બુદ્ધિને સમાવો હાં. ૨
જીરે લાખા સદગુરૂના આપણે વેચ્યા વેચાયાજી,
આપણે મનનું ડહાપણુ પરહરીયે હાં;

જીરે લાખા ગુરૂને પુછીને પ્રથવી પગ ધરીયેજી,
તો સદગુરૂ કહે તેમ કરીયે હાં. ૩
જીરે લાખા એનું મન છે તે એના આગળ ધરીયેજી,
એના વચનમાં આપણ રહીયે હાં;
જીરે લાખા સદગુરૂના ઘરની અગમ છે રમતજી,
એ તો અધુરિયાને નવ કહીએ હાં. ૪
જીરે લાખા વિવેકવૃતિમાં આપણે હરદમ રેવુંજી,
ગુરૂ હુકમ કરે તે કરવું હાં,
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાંજી,
આપણે ગુરૂ ચરણે ચીત ધરવું હાં. ૫

## ભજન ૯ મું.

લાખા મન શુદ્ધ કરી તમે વચને ચાલોજી,
તમે પામોને સાચી રેણી હાં;
જીરે લાખા એક વાદવિવાદ નહી એ ઘરમાંજી,
તમે કેવા ન શીખો નકરી કેણી હાં. ટેક૦
જીરે લાખા એક યોગ તેની બાર છે કરીયાજી,
તમે એક ચિતે સાંભળજો હાં;
જીરે લાખા આરે આરે વાણી કયાંઇ નથી કહ્યા જેવીજી
તમે જ્ઞાન હીમાળે ગાળજો હાં. ૨
જીરે લાખા પેલી ક્રીયા ગુરૂ વચન છેજી,
એવી બીજી ક્રીયા તેને જાણો હાં;

જીરે લાખા ત્રીજી ક્રીયા બ્રહ્મચર્ય પાળોજી.
ચોથી ક્રીયા અમીરસ ચાખો હા. ૩
જીરે લાખા પાંચમી ક્રીયા તમે ઈંદ્રિયોને જીતોજી,
છઠ્ઠી ક્રીયા પવન સ્થંભાવો હાં,
જીરે લાખા સાતમી ક્રીયા તમે મનને જીતોજી;
આઠમી વાણી નિયમમાં લાવો હાં. ૪
જીરે લાખા નવમી ક્રીયા તમે સુરતાને સાધોજી,
દશમ ક્રીયા મુળને બાંધો હાં,
જીરે લાખા અગીઆરમી ચંદ્ર સુરજને જાણોજી,
બારમીએ પ્રેમને જગાડો હાં. ૫
જીરે લાખા એવી ક્રીયા જ્યારે ગુરૂજી બતાવેજી,
ત્યારે ફરી ચોરાશીમાં નાવે હાં,
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાંજી,
ત્યારે ભવનો ફેરો ફાવે હાં. ૬

## ભજન ૧૦ મું.

જીરે લાખા ધરમ કરો તો તમે ધણીપતું મેલોજી,
તમે ગુરૂ ચરણે ચીત્ત ધારો હાં,
જીરે લાખા વચનના બોલ તમે બુદ્ધિમાં લ્યોનેજી
તમે જીતી બાજી કાં હારો હાં. ટેક૦
જીરે લાખા પુન્યને પાપનો લેશ નહી લાગેજી,
જો મનની ભ્રાંતિ ભાંગો હાં;

જીરે લાખા ત્યારે તમારા સંશય ટળશેજી,
પછે સુતા નિદ્રામાંથી જાગો હાં. ૨
જીરે લાખા નાદ બુદનાં જ્યાં નેઠા ન મળેજી,
એ દેશમાં તમે આવો હાં;
જીરે લાખા કુડ કપટ તમે કોરે મુકીનેજી,
તમે મનન એકાગ્રહ લાવો હાં. ૩
જીરે લાખા એવી રીતે તમે વચનમાં વરતોજી,
તો ફરી જનમ નહીં આવે હાં;
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાંજી,
તમે તેજમાં તેજ સમાવો હાં. ૪

## ભજન ૧૧ મું.

જીરે લાખા જીવ દશાને દુર કરોનેજી,
તો અનુભવનું સુખ થાશે હાં;
જીરે લાખા દેહની ઉપાધીમાં જ્યાં લગી રહેશોજી,
તો અવીદ્યા કેમ કરી જાશે હાં. ટેક૦
જીરે લાખા શત્રુ મીત્ર નહી પક્ષાપક્ષીજી,
એવી જાણીએ યોગીની યુક્તિ હાં,
જીરે લાખા સુરતા નીરંતર રહે તખતપરજી;
તો જીવતાં થાશો મુક્તિ હાં. ૨
જીરે લાખા ધ્યાન ધરવાની આળસ નવ કરશોજી,
તમે સદગુરૂ વચને ચાલો હાં;

જીરે લાખા નુરત સુરતમાં ખેલ ખેલોનેજી,
તો નીરગુણુ પદમાં મહાલો હાં. ૩
જીરે લાખા યોગન પદની રમત છે જુદીજી,
તમે સદગુરૂ સાને જાણો હાં;
જીરે લાખા શેવર્ષીની ચેલી સતી લોયણુ બોલ્યાજી,
તમે સમજીને મહાસુખ માણો હાં. ૪

## ભજન ૧૨ મું.

જીરે લાખા રૂશીરે વૈશંપાય મારકુંડને પુછેજી,
નીજીયા ધરમ એવું શું છે હાં
જીરે લાખા આદિ અનાદિનો ધર્મ છે જુનાજી;
માર્ગ મુક્તિનો એ છે હાં. ટેક૦
જીરે લાખા સીવ શક્તિ મળીમે ધર્મ ચલાવોજી,
પછી નેણુથી સૃષ્ટિ રચાવી હાં;
જીરે લાખા એરે ધર્મને કોઇ જાણે વીવેકીજી,
જેને ભક્તિ રૂદયમાં ભાવી હાં. ૨
જીરે લાખા શ્વાસોશ્વાસના જાપ જેને જડીયાજી,
તે તો નીંદ્રા કેણી પેરે કરસે હાં,
જીરે લાખા પાંચ તત્વને કોરે મુકીનેજી,
એ તો જઇ અવીનાશીમાં ભરશે હાં. ૩
જીરે લાખા શ્લાસ જોને શીવ ઉશ્વાસ જોને શક્તિજી,
એની જુક્તિ કોઇ વીરલા જાણે હાં;

એની લાખા નુરત સુરતમાં કોઈ જમેરે અજંપાજી,
એ તે બ્રહ્મના સુખને માણે હાં. ૪
જીરે તનો ધર્મ તેને શીવજી વખાણેજી,
જે સમજે તે મત ના તાણે હાં,
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાજી,
તે ચાલે ગુરૂના વચન પ્રમાણે હાં. ૫

## ભજન ૧૩ મું.

જીરે લાખા નવધા ભક્તિને જે કોઇ સાધેજી,
એ અલક્ષ પુરૂષને આરાધે હાં;
જીરે લાખા દોડે છે મન તેને કબજે કરીનેજી,
નીજ નામને બેઠો સાધે હાં. ટેક૦
જીરે લાખા ખાંડની ધારે મરનારી ખેલેછેજી.
તે હુરીજનની બીક નવ રાખે હાં,
જીરે લાખા ગુરૂ વચને સત વસ્તુને જાણીજી,
એ તો ગુપ્ત રસને ચાખે હાં, ૨
જીરે લાખા પુરેપુરા જ્યારે થાય અધીકારજી,
અને લક્ષાર્થ ઉરમાં આવે હાં;
જીરે લાખા નાભી કમળથી પવન ઉલટાવીજી,
ત્યારે સુરતા શીખરપર જાવે હાં. ૩
જીરે લાખા એવીરે સુરતા જ્યારે તમારી પ્રગટશેજી;
ત્યારે સંકલ્પ વિકલ્પ મટી જાશે હાં;

રે લાખા શેલર્ષિની ચેલી સતી લોયણ બોલ્યાંજી,
તારી સુરતા એકાગ્રહ થાશે હાં. ૪

## ભજન ૧૪ મું.

જીરે લાખા શ્રીમદ ભગવતમાં એમ લખ્યું છેજી,
ભક્તિ વિના સંશય નહી ભાગે હાં,
જીરે લાખા દશમી ભક્તિમાં પ્રેમ જગાડોજી,
ત્યારે શુન્યમાં સુરતા લાગે હાં. ટેક૦

જીરે લાખા દેવહુતીને કપીલમુનિએ અભ્યાસ કરાવ્યોજી,
ત્યારે જ્ઞાન હીમાળે મન ગળીયું હાં;
જીરે લાખા પાન અપાનની ગતિ જ્યારે જાણીજી,
મન બ્રહ્મ પદમાં ભળીયું હાં. ૨

જીરે લાખા ગુરૂ વીના સાધન એકે આવ નહીંજી
ભલે ભણી ભણીને ભટકે હાં;
જીરે લાખા યોગ યુક્તિ ગુરૂ વીના કોઇ ન જાણેજી,
વૃથા વાંચી વાંચી જન્મ ગુમાવ્યો હાં. ૩

જીરે લાખા મૈત્રીયરૂશીયે વીદુરને યોગ બતાવ્યોજી,
એકાંતમાં અભ્યાસ કીધો હાં;
જીરે લાખા શ્વાસ ખેંચીને સમાધી ચડાવીજી,
એને લક્ષ અલક્ષનો લીધો હાં. ૪

જીરે લાખા સુખદેવને જનક ગુરૂ ભેટયાજી,
ખરીપુર્ણ બોધ એને દીધો હાં;
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાંજી,
ગુરૂએ પોતાના જેવો કીધો હાં.

## ભજન ૧૫ મું

જીરે લાખા ધ્યાનમાં બેસીને તમે ધણીને આરાધોજી,
તમે મન પવનને બાંધો હાં;
જીરે લાખા નુરતે નીરખો ને સુરતે પરખોજી
તમે સુરતા સુન્યમાં સાધો હાં;
જીરે લાખા નાદ ખુંદની તમે ગાંઠ બાંધોનેજી,
મુળ વચને પવન સ્થંભાવો હાં;
જીરે લાખા ઉલટા પવન એને સુલટમાં લાવોજી,
એવી રીતે એક ઘરમાં આવો હાં. ૨
જીરે લાખા ઇંગલા પીંગલાં સુષુમણા સાધોજી,
ચંદ્ર સુર્ય એક ઘર લાવો હાં,
જીરે લાખા ત્રીવેણી મેળમાં દેખો તપાશીજી,
પછી જોતમાં જોત મીલાવો હા. ૩
જીરે લાખા અનભે પદને ઓળખાવાને માટેજી,
તમે જોત ઓળાંડી આઘા ચાલો હાં;
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાંજી,
તો અદ્રતાના ઘરમાં આવો હાં. ૪

## ભજન ૧૬ મું

જીરે લાખા સાધુ કહીયે જેનો શુદ્ધ યોગ સાધ્યોજી,
જે મન વૃત્તિને બાંધે હાં;
જીરે લાખા વિષયવાસનારો રોગ જેને ટાળ્યોજી
તે તો સુન્ય મુકામ લઇ સાધે હાં. ટેક૦
જીરે લાખા સ્થીર થઈ કોઇદી અસ્થીર ન થાયેજી,
બ્રહ્માદીકનું કેવું ન માને હાં;
જીરે લાખા નેણુંમાં જેને નિશાન ગડગડેજી,
એ તો બેઠો પછે ખરે બાને હાં. ૨
જીરે લાખા વીપતી વેરાગનો ખોટો રંગ ન મળેજી,
એ તો તીવ્ર વૈરાગ જેને પાકો હાં;
જીરે લાખા આ લોક પરલોક વૈભવ ના ઇચ્છેજી,
એતો ભવસિન્ધુ ફરીને થાકયો હાં,
જીરે લાખા ઇશ્વરનું જેણે મુકામ જોયું છેજી,
તેને હું નીકટ નહી આવે હાં,
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણુ બોલ્યાંજી
એ તો અખંડ ઘરે તાળી લાવે હાં

## ભજન ૧૭ મું.

જીરે લાખા સંભળાવું ત્યાગી તમે ભજન કરોનેજી,
એકાંતે આસન સાધો હાં;
જીરે લાખા ત્રકટ મુદ્રામાં તમે ચિત લગાવોજી,
તમે સંકલ્પ વિકલ્પને બાંધો હાં. ટેક૦

જીરે લાખા ષટમાસ કોઇની સંગ નવ બોલોજી
તમે પદાર્થ પાઠ હવે તો મેલો હાં;
જીરે લાખા હુંરે રાજાને આ છે મારી રાણીજી,
સાધન કરવું હોય તો અહંભાવ ઠેલો હાં, ૨

જીરે લાખા નીશંક થઇને રહો તમે એકાંતજી;
તો સારાપણું ઉરમાં આવે હાં,
જીરે લાખા નરત પુરતે ત્રાટકને સાધતાજી,
ત્યારે ચક્ષુ બદલાઈ જાવે હાં, ૩

જીરે લાખા પવન ઉલટાવીને દુવારજ ખોલોજી,
એ તો યોગ્ય મુદ્રા ઘટ પાવે હાં;
જીરે લાખા જાગ્રત સ્વપ્ન સુષુપતી તુરીયાજી,
તારે તુરીયામાં તાર મીલાવે હાં ૪

જીરે લાખા આઠે પહોર રહો અખંડ ઘરમાંજી,
જીરે માયા નીકટ નહી આવે હાં.
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાંજી,
તો કાળ કદી નહીં આવે હાં. ૫

## ભજન ૧૮ મું.

જીરે લાખા બેરે પ્રકારની સમાધી કહી છેજી,
એની જુક્તિ જાણે કોઈ યોગી હાં;
જીરે લાખા ભોગ ત્યાગ કરીને હું તમને સંભળાવુંજી;
તો થાવ બ્રહ્મ રસ ભોગી. ટેક૦

જીરે લાખા અજંપા સમાધિ પવન નાભીમાં સમાવોજી;
સુરતા જોત લાગી જાવે હાં.
જીરે લાખા મેલ મેલીને થાયે તે નીરમળજી;
નુર નીરંતર નજરે આવે હાં,
જીરે લાખા બીજીએ સમાધી પંચમ પડદા ખોલેજી;
બંકનાળે પવન ચડાવે
જીરે લાખા ષટચક્ર જીતી દ્વાદશ પર જાવેજી;
એતો સુન્ય સમાધી કહાવે હાં. ૩
જીરે લાખા સુન્ય સમાધીમાં ગુરૂ કુંચી બતાવેજી,
તો જનમ મરણુ મટી જાવે હાં.
જીરે લાખા જોત જાગે તો વ્યાપે જેને માયાજી
જેને જન્મ ફરીને આવે હાં. ૪
જીરે લાખા શુન્યરે સમાધીમાં તમે સુરતા લગાવોજી;
તેઓ ઘરમાં તમે આવો હાં,
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણુ બોલ્યાંજી,
તો ફરી ચોરાશીમાં નાવો હાં ૫

---

# નરસીંહ મહેતાની હુંડી.

મારી હુંડી સ્વીકારો મહારાજરે શામળા ગીરધારી;
પ્રભુ એક તમારો આધારે શામળા ગીરધારી, શા૦ ૧

સાખી

પ્રહલાદની પત રાખવા, ધર્યું નરસીંહ રૂપ;
સ્થંભ થકી વહાલો પ્રગટીયારે વહાલે માર્યો હિરણાકંશભુપરે, ૨

સાખી

નીભાડામાંથી બળતા ઉગાર્યાં બીલાડી કેરાં બાળ,
ટીટોડીનાં હાલે વઈંડા ઉગાર્યા હરી હેતે થયા રખવાળરે શા૦૩

સાખી

વાણીઆને વીમાસણ કરી, ને કર્યો માટીનો આ'ર,
ખાંડણીયામાંમોભીખાંડીયો,તમારીમરજીપ્રમાણેમહારાજરે,શા.૪

સાખી

રાણેજીએ કાળ વધારીયો. મીરાં કારણ મહારાજ
ઝેર ઘોરી મોકલ્યા તમે ઝેરના જારણ હારરે શા૦ ૫

સાખી

ગંગેવ કરે કારણે ચક્કર ધરીયું હાથ,
સુધન્વાને કારણે તમે તેલમાં થયા તત્કાળરે શા૦ ૬

સાખી

શીબી રાજાની માટી સાએ તોળાણી, ખાલી કર્યા શરીર,
ધર્મ કેરે કારણે. તમે કેલવા કારણ મહારાજરે શા૦ ૭

સાખી

સાડાત્રણુસે ખોરડા નાગરના જુનાગઢ મોઝાર,
તેમાં નથી મારે નોતરૂં, મને નાતે દીધો તીરસ્કારરે શા૦ ૮

સાખી

આ ઝુંપડી તારા શેવકની જમવા નથી જાર,
બેટો બેટી વળાવીયા, હવે વળાવી ઘરની નારરે શા૦ ૯

સાખી

ગ્રંથ તો ગોપીચંદનનું, તુલસી હેમનો હાર,
સાચું ઘરેણું મારોશામળોમારેદોલતછે ઝાંઝનેપખાજરે શા૦૧૦

સાખી

હું નથી મોટો લખપતી, હું નથી શેઠ સાહુકાર
નરસીંહ મહેતાની વીનતી, હુંતો નગરમાં છું કંગાલરે શા૦૧૧

સાખી

શેઠ તો દુવારકાપુરી, શામળશા જેનું નામ.
હુંડી લેજો હાથમાં મોહન કરજો. પછી બીજું કામરે શા૦ ૧૨

સાખી

તીરથવાસી ગામમાં ફરે પુછે નામને ઠામ.
ગલીએગલીએફરીવળ્યા,અહીં નથીશામળશાનુંનામરે શા૦૧૩

સાખી

ધુતારે ધુત વિદ્યા કરી; અમને કહેતું હતું બધું ગામ,
ઠગારે કરી ઠેકડી, અમારાં પુર્વના પાપરે, શા૦ ૧૪

## સાખી

તીરથવાસી ગામમાં ફરી, નીકળ્યા ઝાંપા બા'ર,
ત્યારે રૂપ લીધું વાલે વણીકનું વાલો ત્યારે થયા તત્કાળરે.
શા૦ ૧૫

## સાખી

કાને કુંડળ જળહળે, એના તેજનો નહી પાર,
બાંએ બાજુબંધ બેરખા હરિને હૈયે છે હેમનો હારરે. શા૦ ૧૬

## સાખી

હુંડી લાવો મારા હાથમાં, શામળશા મારૂં નામ;
હમેશાં લખજો હુંડીયું; કે'જો વાણોતર સરખું કામરે. શા૦ ૧૭

## સાખી

હુંડી હાથોહાથ આપી વાલે, પુરી હઇયાની હામ,
નરસીંમહેતાનો સ્વામી શામળો, વાલે નવખંડમાં રાખ્યું નામરે.
મારી હુંડી સ્વીકારો મહારાજરે, શામળા ગીરધારી;
માથે ધણી ધાર્યો કીરતારરે, શામળા ગીરધારી;
મને કોઇની નથી પરવારરે, શામળા ગીરધારી.
મારે શામળીઆ જેવો સરદારરે, શામળા ગીરધારી;
તમે શામળીયા લેજો સારરે, શામળા ગીરધારી.



# મુળદાસનાં ભજન

## ભજન ૧ લું.

જીરે વટાવડા વાટેને ઘાટે
વીલંબ નવ કીજીએરે—ટેક.
સ્વપ્નામાં સુતારે હરીજન જાગજો.
તારા જન્મ પદાર્થો જાયરે;
દેવને દુર્લભ છે આ દેવતા,
તે પુરણ ભાગે પાય. જીરે૦

એવાં વાટેને ઘાટેરે વીલંબ ન કીજીએરે—ટેક૦
જાવું આપો આપું અરપીને પરને પેખીએરે. જીરે૦

તે ભજવા શ્રી ભગવાન
આત્મને પર આત્મ એક કરી જાણજો,
તે દયા સમો નહી દાન જીરે૦

એવા પરદેશી પરોણુલા આવ્યા ઘેર આપણેરે
તે વાયક દેશી વાય એવા જાણો છો પોતાના
ઇચ્છે તે પારકા પુત્રને પરીવાર જીરે૦

એવા સરોવરને તરોવર પંડ પરમારથી
એવાં નદીયુંના નિર નવસે પોતાતણાં
તે [illegible] જાય, જીરે૦

એવા તેને પોતે નવ વાવરે
સી અણુસમજુ છે નાથ;
કાયાને માયા મીથ્યા કરી જાણુજે
તે સંભારી નહિ આવે સાથ. જીરે૦

પંવને પસાદા પોઢયા પ્રાગ પાંદડે,
ત્યાં પંખીડા વસે દોનું પાસ;
કાળને કુહાડી આવ્યો તેને કારમ્યો
તે નીત્ય પરલેને નીત્ય નાશ. જીરે૦

સંસારીઓ સુતારે ઘેર્યોરે લઇ ઘેનમાં
જેને અન્ય માયાની આશ,
એવા હરીજન ભાગ્યારે શબ્દ રૂડા સાંભળી;
તે તો મહારાજ મુળદાસ ગાય. જીરે૦

## ભજન ૨ જું

લેવાય તો રામનામ લેજોરે, નીકર મૌન રહીએ હો બંદા
વનરીમાં રહીને વનફળ ખાતા, વિના પાલવમાં પડયા રહીએ હે.
સાધુ સંતની શેવા કરીએ, સાધુના સંગમાં ભળીએરે; હે.
આરે સંસારીઓ વહ્યો જાય છે, તેની સંગાતે નવ જાએરે હે.
કહે મુળદાસ વેદની વાણી, હૃદય કાગળમાં લઇએરે.

## ભજન ૩ જું

સુપનમાં સુતારે જન તમે જાગજોરે
અને તારો જનમ પદારથ જાયરે;

એવી દેહને દુર્લભરે મોટા દેવનેરે,
પુરણ ભાગ્ય હોય તો પાયરે, ટેક૦

જીરે વટાવડા પ્રરવે છેવાટનાં,
એવી વાટોને ઘાટોરે વિલંબ ન કીજીયે;
રાતેને હુતેરે જે વીત નહીં વાવરેરે,
એ તો અણુસતીયારે કહેવાયરે. ૧

કાયાને માયારે મીથ્યા કરી જાણજોરે,
અને ભાઇ સઘળું નહીં આવે સાથરે;
જાણો છો પોતાનું પણ આ છે પારકુંરે,
ભાઇ પુત્રને પરિવારરે. ૨

જેમ પરદેશી પરોણારે આવ્યા ઘર આંગણેરે
એને વાયરે વિદેશીરે વાયરે;
શ્રોવરને ત્રોવરરે પડે પરમાથ
અને ભાઇ પેખે તે વેડીને ખાયરે, ૩

નદીઓ સંગરે નીર પોતા તણારે
ભાઇ નીર તો નવાણે જાયરે;
માટે આપે આપું અરપીનેરે પરને પેખીયેરે,
ભાઇ ભજીયેરે શ્રી ભગવાનરે. ૪

આતમને પર આતમરે એક કરી જાણીયેરે
ભાઇ દયાને સમો નહીં દાનરે;

પંડેને પોઢયારે પ્રાગવડને પાનડેરે
પંખીડા વસે ઘેનુ પાસરે. ૫

કાળને કબાડીરે આવ્યો જ્યારે કારમ્યોરે
ત્યારે નિત્ય પહલેરે નિત્ય નામરે;
શબ્દને સંભારીને સંતો તમે ચાલજોરે,
એવા મહાજન કહે છે મુળદાસરે. ૬

## ભજન ૪ થું.

પંડરે વરમંડપમાં જ્યારે વાણી નોતી,
ત્યારે નાતને બુંદ નવ ઝરતાંજીરે;
બ્રહ્મા વિશ્નુ મહેશ્વર નોતા,
ત્યારે આપે આપ અકળતાજીરે,
સાચો મહા ધરમ છે હાં બીરજ્યા ભીતર
એક બ્રહ્મ છે હોજી. ટેક૦

ઘન મનથી માયાએ મહેલ રચાવ્યો,
ત્યારે નાદને બુંદ પરકાસ્યાજી;
પાંચેરે તત્વ લઇને પ્રકટ કીધા,
ત્યારે ચાદે લોક રચાવ્યાજીરે. સાચો૦ ૨

મુળ મહા મંત્ર લઇને પંથ પ્રકાશ્યો
ત્યારે ઘાટેને પાટે પુજા કીધીજીરે;
પાંચે મળીને મહાવ્રત સાધ્યા,
તારે નાર તો [illegible]વ્યાં નીમ ધારીએજીરે. સાચો૦ ૩

ભાઇરે તેરૂ શીખરથી ગંગાજી મંગાવ્યાં,
વાછને કાછેરે ત્રવેણીજી;
ભક્ત જુગતને લઇને ઓધરણી,
શબ્દુમાં રેણીને કરણીજીરે. સાચો૦ ૪

દયાને ધરમ લઇ પરમારથ પેખો,
તમે આપો પણ નવ લેખોજી;
ગુરૂને વચને તમે હોઇ કરી ચાલો,
તમે સરવમાં નિરંતર કરી દેખો. સાચો૦ ૫

ગુરૂને ભેદેને ચારે વેદ,
ત્યારે ભક્તિ લઇ શીવજીને દીધી;
શીવને શક્તિ મળી ધર્મ ચલાવે,
ત્યારે ઉમૈયા માટે પધાર્યાજીરે. સાચો૦ ૬

શબ્દ નિત હોઇ ઉન મુન રેણાં,
ત્યારે જાત વરણ નવ ભાળેજી;
મુળદાસ કહે જે નર ભીતર જાગ્યાં,
તો માતારે ધર્મને પાળોજીરે;
સાચો ધર્મ છે હાં બારજ્યાં ભીતર. સાચો૦ ૭

## ભજન ૫ મું.

વચનને વિચારીરે સંતો તમે ચાલજોરે,
હાંરે બાઈ ઇચ્છે મોટાનો મર્મરે. ટેક૦

ભાવે ને અમૃત માંહે વીખ લઇ વોળીયેરે,
હાંરે એનું કોટિક બેસે કર્મરે;
જીવો સેવો સ્વામીને સ્વામીને સેવોરે,
નકલંગી નામને જીરે સેવો સામને. જીરે૦ ૧

ગળીને સાકરરે લઇને નાખે દુધમાંરે,
હાંરે લઇને પલંગને પાયરે;
વસીયલની ડાઢેરે વીખ ઘણું ઉપજેરે,
હાંરે ભાઈ પંડ પંડે કાં જીવડો જાગરે. જીરે૦ ૨

ગંગાના જળ વહે અતિ નિર્મળરે,
હાંરે એને પીધે પ્રાયશ્ચિત જાય;
ગળીને બળીરે જવ કેરા જોગમાંરે,
હાંરે ઇતા દેવિક જળ કહેવાયરે. જીરે૦ ૩

મહીને મથ્યે નવે નીઘ ઉપનેરે.
હાંરે પાણી મથ્યે શું થાયરે;
લુણને મેળ્યુરે મહી કેરા માટમાંરે,
હાંરે એતો ગરથ અમુળગો જાયરે. જીરે૦ ૪

આણું ને કણું રે પડયું જેની આંખમાંરે,
હાંરે એને જોયા તણું સુખ જાયરે;
વૃદ્ધાને આંજણુરે ગુરૂએ આંજ્યું આંખમાંરે,
હાંરે એની નેતર નીર્મળ થાયરે. જીરે૦ ૫

રેતનની જતનરે સંતો તમે રાખજોરે,
હાંરે જેમ સાજન સંઘરે માલરે;
ખાઓને ખરચોરે વીગતે વાવરોરે,
હાંરે ભાઇ ડાચો થઈને દલાલચે. જીરે૦ ૬

સર્વેને અમૃત રે પીધું બેસી પાસમાંરે,
હાંરે છક કરીને સનમુખેરે;
અંતઃકરણુંરે જેનાં નહી ઉજળાંરે,
હાંરે ભાઇ દીધું દેવતાને દુઃખરે. જીરે૦ ૭

પાતર ને કુપાતરરે એછે પડીતરેંરે,
હાંરે ભાઇ તેથી પામીયે ત્રાસરે;
કલંક નથીરે નકલંગી નામરે,
હાંરે ભાઇ મહારાજ કહે મુળદાસરે. જીરે૦ ૮

## ભજન ૬ ઠું.

નવધા ભક્તિ કરોએ સોહમ, નાંમ જપો જનમ તમ તરો,
ગણપતિ ગુરૂ ગુણ ભંડાર, તોગતરે મુક્તિના દાતાર;
તો નીગમ કહે નીરધાર. જીરે નવધા ભક્તિ.

પ્રથમ નામે પ્રહલાદ ઓધાર્યો઼ં, રૂષી નારદને પ્રતાપે;
નરસીંહરૂપ ધર્યું નારાયણે, તો પરીબ્રહ્મ પ્રગટયા છે આપે. જી૦

હાથ જોડીને હનુમાનજી ઉભા, તો રામજી કેરા નીજવાસા;
વાંચે ને કાચે કેવળ ભક્તિ, તો રામજીના ચરણ નીવાસા. જી૦

ચરણ કમળ લક્ષ્મીએ સેવ્યા, તો પતિવ્રતા પરની દાસીઓ,
એ નીજ ધર્મ કર્યો નારાયણે તે અખંડ મુરતી અવિનાશી. ભ૦
સખારે ભાવે અરજુને સુખ લીધું તો કૃષ્ણ ઉપાસણ કીધું;
મળા કલપાંચે પાંડવને ઓધાર્યાએ ભક્તિ અભેષદ કીધી. ભ૦
અક્રૂરને જયારે બ્રાહ્મણુરે ભાસ્વા, તો આત્મરૂપ છે એમ કે,
કૃષ્ણ વિના બીજું કોઇએ ન ભાસ્યુ, તો વેદપુરાણે વીવેકે. ભ૦
સેવારે પુજા પૃથુરાએ કીધી, તો બળરાજા આપની વેદી;
સુરદાસકહે કોઇ મહાસંત જાગ્યા, તો નવધા ભક્તિની વેદી. ભ૦

## ભજન ૭ મું.

સુંદર વરની ચુંદડી, માંહે છે આત્મારામનો આંક; ઓધા૦
તપ તીરથ મેં બહુ કર્યા ને વ્રત કર્યા રે અપાર,
ભગવત ભવાની બહુ ભજ્યારે, મારે હરીવરવાની આશ.ઓધા૦
બ્રહ્માએ વેણ વાવીયાં ને, વીણે ચારે વેદ,
સનકાદીકે સુતર કાંતીયાંરે, તેનો કોઇ નવ જાણે ભેદ. ઓધા૦
ત્રીગુણ જાણ્યો તાંતણોને માંહી પ્રેમનો રસપ્રાણ;
નુરત સુરત નળી ચાલીરે, એના વણનારા સંતસુજાણ. ઓધા૦
ચારે મુકટના ખુટા રચીને માંહી તાણાના રંગ પાંચ;
ચોવીશું સાળે ચડીયુંને માંહી છે વીવેક વિચારનું રાસ. ઓધા૦
વીદુર વ્યાસે રંગી ચુંડડીને શુકદેવે પાડી ભાત;
બહુ બદ્ધિએ બુટ જડયાંને એની જુજવી છે ભાત. ઓધા૦

ગુરૂએ ઓઢાડી મને ઘાટડીરે ઉપર સુંદર શ્રીફળ ચાર;
શ્રીગુરૂ સાથે ઠગાઇ મારા પુન્યતણો નહી પાર. ઓધા૦
વીવેક વીવા રચીને માંહી વૈરાગનારે લગન,
પ્રભુજી પધારીયારે મારૂં મોહે ભરાણું છે મન. ઓધા૦
મન કર્મ વચને માયરૂને મેં મેલી લોકડીયાની લાજ;
હાથેવાળો હરી શું ગ્રહ્યોરે મહી તણી વરમાળ. ઓધા૦
ચારે તે જુગની ચોરી રચીને મંહી મન છે ખેતરપાળ;
બ્રમહુતાશન પ્રગટીયોરે માંહી જે વાણી વરમાળ. ઓધા૦
કર્મ કષ્ટિનો હવન કીધો ને મંગળ વરત્યા ચાર;
પીતાજીએ દાન બહુદીધારે અમે જોડે જમ્યારે કંસાર. ઓધા૦
રાખ્યો રંગ ગુણ તણો એનો પુરણ લાગ્યો પાસ;
અનંતજુગે રંગ નહી ઉમટેરેવાણી ગાયછે સંતમુળદાસ. ઓધા૦
અખંડ એવાતમ વર હું વરીને પરણીને રાખ્યા પાસ;
જે જન ગાય ચુંદરીરે એનો વૈકુંઠે હોજો વાસ. ઓધા૦

---

# દેવાયત પંડિતનાં ભજન.

## ભજન ૧ લું.

પેલા પેલા પવન ફરકશે, નદીએ નહી હોય નીર;
ઓતર થકીરે સાયબો આવશે, મુખ્ય મોહન વીર.
દેવાયત પંડિત દહાડા દાખવે, સુણલે દેવલદે નાર;
આપણા ગુરૂએ સત્ય ભાખીયું, જુઠડાં નહીરે લગાર;
લખ્યાને ભાખ્યારે સોય દન આવશે. ટેક૦
ધરતી માથે હેમર હાલશે, સુના નગર મોઝાર;
લક્ષ્મી લુંટાસે લોકોતણી, તેની કાંઈ રાડને બુમ. દેવાયત૦
પોરો આવ્યો સંતો પાપનો, ધરતી માથેરે ભોગ;
કેટલાક ખડકે સંહારશે, કેટલાક મરસે રોગ. દેવાયત૦
ખોટાં પુસ્તકો ખોટાં પાનીયાં; ખોટાં કાજીનાં કુરાન;
અસલ જાદીરે ચુડો પહેરશે, અછે આગસનાંએંધાણ. દેવાયત.
જતી સતી ને સાબરમતી ત્યાં હશે સુરાના સંગ્રામ;
કાયમ કાલાગાયો મારશે, ને નકલંક ધરશે નામ. દેવાયત૦
કાંકરીયા તળાવે તંબુ તાણશે, સો સો ગામોની સીમ;
રૂડીરે રળીયામણી ભેળા અરજુન ને ભીમ. દેવાયત૦
પશ્ચિમ દીશાથી સાયબો આવશે આવે મારો જુગનો જીવન
કળીયુગ ઉથાપી સતયુગ થાપશે છે બોલ્યા દેવાયત પંડીતરે
કામ ક્રોધ મન માંયલાને વારોરે સાધુ ધરમ સંભાળોરે હોજી
મન વાત બાવો શું સમજાવેરે પવન વેગથી ન્યારાજી સંતો.

## ભજન ૨ જું.

આઠ કુળ પર્વતપર ધરા જેમ ધ્રજેરે, કાલ૦
સેળા હુનમો હશેરે હોજી.
દશમેં દરબાર ગુરૂએ દયા વરતાવીરે કાલ૦
વન વગડામાં ગુરૂએ દયા વરતાવીરે,
પાપી પરલે હોશેજી. કાલ૦
મનના માન્યા મેરૂએ મેઘ વરસાવ્યોરે,
ત્યારે પડઘે કાળીંગો ભાગ્યોરે હે જી. કાલ૦
નાગરવેલે નિત્યે ફુળ હોશેરે,
એવા વાંજીયા વધારો બાવો કરશેજી. કાલ૦
એ અમરફળ સાદી ધને હોંસે ત્યારે,
તાં કાળીંગાને મારોરે હોજી, કાલ૦
મેં પણ લોભી મેં પણુ લાલચુરે.
ચરણાંગત સ્વામી તારોરે જીરે જીરે. કાલ૦
સઘળા પંડીતના ગુરૂ દેવાયત બોલ્યારે;
મેં આકીન તારે તારે હોજી. કાલ૦

## ભજન ૩ જું.

લોભી આતમને સમજાવે,
મારા સદગુરૂજીને પુછું રૂડા જ્ઞાન બતાવેજી—ટેક૦
હંસલા મેલીને બગલાને કોણુ સેવે
બગલા બાહેર ધોળાને મનના મેલા—મારા૦

હીરલા મેલીને પથરાને કોણ સેવે
પથરા બાહાર ભીનાને અંદર કોરા—મારા૦
કેશર મેલીને કેસુડાને કોણ સેવે;
કેસુડા. બાહેર રાતાંને મુખના કાળા—મારા૦
સુગરા મેલીને નુગરાને કોણ સેવે,
નુગરા નિશ્ચે નરકે લઇ જાવે—મારા૦
સોભાજીનો ચેલો હેવો પંડિત બોલ્યા;
મારા સંતોનો બડલો વાચો—મારા૦

## ભજન ૪ થુ.

હે વીર ? પાત્ર પરખ્યા વિના સંગ નવ કીજીએજી,
ઓલ્યા અજ્ઞાની ઉપાધી કરશેજી. ટેક૦
હે વીરા ! પેમનો ઠરેલ એક ઉંદર હતોજી,
તેને હંસે પાંખમાં લીધો;
હે વીરા ! સસીયર થયો ત્યારે પાખું શણુગારી.
પાંખું પાડીને અળગો થયો. હે નીરા૦
હે વીરા ! સજીવન મંત્ર એક વિપ્ર ભણ્યો,
તેણે મુવેલો વાઘ જીવાડયો;
હે વીરા ! ઇ વાઘે ઓલ્યા વિપ્રને માયો,
પડકારીને પેલે થાપે. હે વીરા૦
હે વીરા ! દુધ સાકર લઇને વસીયલને સેવ્યો,
તનમનથી વીખ નવ છાંડયો;

હે વીર ! અજ્ઞાની જીવને જ્ઞાન નવ આવેજી,
ભલે વાંચીતે વેદ સંભળાવો. હે વીરા૦
હે વીરા ! ભવના ભુલ્યા નર હીંડે ભટકતાજી,
એના લેખ લખ્યા અવળા;
હે વીરા ! દેવલ ચરણે દેવાયતજી પંડિત બોલ્યા,
ઈતો સમજ્યા તે નર સવાયા હે વીરા૦

## ભજન ૫ મું.

ગુરૂ તારો પાર ન પાયોરે, પાર ન પાયોરે;
પૃથ્વીના માલેક તારજો હોજી ટેક૦
હાંરે ગવરી પુત્ર ગણેશ, દેવને સમરોજી
શમરૂં શારદા માત. પૃથ્વીના
હાંરે હાં જમી અસમાન મુળ વિના માંડુજી હોજી;
થંભ વિના આભ ઠેરાવ્યોરે પૃથ્વીના૦
હાંરે આ સુન શીખર ગઢ અલક અખેદાજી હોજી
વરસે નુર સવાયોરે પૃથ્વીના૦
હાંરે હાં જળ હર જ્યોત્યુ દેવા તારી જળકેજી હોજી
દરશન બીરલે પાયોરે. પૃથ્વીના૦
હાંરે હાં શું બીયોનો ચેલો, દેવાયત પંડિત બોલીયા હોજી
સંતોનો બેડલો સવાયોરે પૃથ્વીના૦
ગુરૂજીને ઓળખ્યા હોજી સમી તારો યાર ન પાયોરે,
પાર ન પાયો જીવન ઠાકોર તારો પાર ન પાયોરે. પૃથ્વીના૦

# જેસલનાં ભજન.

## ભજન ૧ લું.

નહી મેરૂ નહી મેદની, નોના ધરણીને આકાશ;
ચાંદોને સુરજ દોનુ નહોતા, તેદી ધણી મારા આપો આપ.
પીરને પોકારે મુજા ભવરા. સતી તારો ધર્મ સંભાળ;
પોતાના પુન્યવિના પાર નહી. ગુરૂવિના મુક્તિ પણ નાય પી૦
ધરતીના હોય પડ ધ્રુજશે, પૃથ્વીમાં હોય હાહાકાર,
નીરવખ દુક્ષીજન જાગશે. તે સાચા દેવતણો દુવાર. પી૦
નરને મળ્યા નજીયા પંથી શેખ બંધનને સધીર;
મુવાને તોરલ સજીવન થયા. તે બોલ્યા જેસલ વીર. પી૦

## ભજન ૨ જું.

વારે વારે કહુ મારા દીલડાની વાત,
જાડેજા કરીલે ભલાયું થોડા વજીણાદે જેસલજી. ટેક૦
હળ ખેડતો મેંતો હાલીને માર્યો;
પાદર લુંટી પાણીયારી કાઠીરાણી પાપ પ્રકાશો. વા૦
ચોવીસ વરસ સુધી મેં ચોરીયું કીધી,
અમારા અવગુણનો નહી પાર;
કાઠીરાણી પાપ પ્રકાશો ધણી આગળે. વા૦
આવી આવી અતિથિની જમાત જાડેજા;
તેમાં તે સાયબો આવીયો. વા૦

અવર રોજાને લાંબી શીંગ જાડેજા;
સાયબાને કસ્તુરી કેવડોરે. વા૦
જેસલજી બોલીયા તોલર કાઠીરાણી જાડેજા,
બોલ્યા તે પીર હુંઠી પાંખડીરે. વા૦

## ભજન ૩ જુ.

શબ્દોના બાંધ્યારે સંતો શું કરે પુરા સાધ્ય ત્યાં જઈ મળે,
વાચક આવ્યાં સંતો દો જણારે, ત્રીજુ કેમ સમાય;
પંથ ઘણો જાવું એકલું એ પાળી કેમ ચમાય. શ૦
સોના કટારી સતીએ કર ધરી, પાળી મારી છે પેટ;
કુખ ખોલી કુંવર જનમીયો, એ જન્મ્યો માજમ રાત. શ૦
હીરની દોરીનો બાંધ્યો હીંચકો, બાંધ્યો આંબા કેરી ડાળ;
બાઈ પાડોશય મારી બેનડી, રોતાં રાખે નાનાં બાળ,
અમારે જાવું ધણીને માંડવે; તારા કેશું જારને જુહાર. શ૦
ત્યાંથી તોળી રાણી ચાલીયાં આવ્યા વનડા મોઝાર,
વનમાં વશે એક વાંદરી; ઠેકે મોટેરા ઠેક. શ૦
ત્યારે તોળીરાણી બોલીયાં સભાંળો વનડાના રાય;
ઉર વળગાડી તારાં બચડાં. રખેને ભુલતી ચોટ, શ૦
મારાં બચડાં મારી ઉરમાં તોરલ ત્હારાં સંભાળ;
કોળીયા અન્ન કારણે, પુત્ર તારો આંબાની ડાળ. શ૦
પુત્ર સંભારી પાનો ચડયો અંગે વ્યાપી રહી છે પીડા
થાન હતાં સતીનાં થરથર્યા પડતાં છાંયડા પ્રાણ શ૦

ગરથ ગણી કાંઠે ધર્યા એ તોરલ છાંડયા પ્રાણ,
અધવચ ઘોરી ડુલીયા, અને શો દેશું જવાબ. શ૦
જેસલ ગાંઠડી ઉપાડીયા, આવ્યા ધણી દ્વાર
સામા મોહોલ મહારાજના, દીપક રઝીયલ ચાર. શ૦
ગવમાં ગાંસડી ઉતારીહે; ઉઠો તોરલદે નાર
તમે જાગ્યે જામો જાગશે, જેસલરાય. શ૦
ગાય શીખે સુણે સાંભળે બોલ્યા તેનો વૈકુંઠમાંવાશ;
સસતીયા કાઠીની વીનતી, જાગો તોરલદે નાર. શ૦

## ભજન ૪ થું.

પીર કેવરાણારે જેસલ ને તોળી ભાઈ
સાધ કેવરાણારે જેસલ ને તોળી,
જેને હલડે ભ્રાન્ત કોઇએ ન આણીરે;
અલાહો જુગમાં સીધ્યા પીર જેસલને તોળી—ટોઢ.
બીજડીયા વરને જ્યારે જામૈયો રચાવ્યોરે હાં,
ધણી કેરો પાટ મંડાણારે હાં માઝમ રાતના હુવા મંછડાં,
તોળીને ઘરે જ્યારે જામૈયો રચાયોરે હાં.
અને કોઠીડે કીધી કમાણીરે ભાઇ.
તોળી ઘોડી લઇ જેસલને સોંપ્યાં;
ત્યારે સાહેબ રાખ્યા સંગાતેરે. અલા હો૦
ચોવીસ વરસ સુધ ચોરી કીધીરે હાં,
અને ઘણેરા જીવ સંતાપ્યારે.

ઘોળા આવ્યા ત્યારે ધણીને ધાર્યો,
ત્યારે મંદીરે પધાર્યા મોરારી. અલા હો૦
જેસલને પીર જેતોર ભાઇ,

અંજારમાં અજપાળ સીધ્યા,
ત્યારે તોરલે ત્રણ નર તાર્યારે, અલા હો૦

બીજ હતું તે સાધુ મુખ વાવરૂરે હાં;
અને વેળુ વાવી ઘેર આવ્યા;

એમ મને હુઈ અલક આરાધીયો,
ત્યારે સાચા મોતી ઘેરે લાવ્યા. અલા હો૦

ઉંચા મહોલ ને તે પર આંબલીરે હાં,
અને નીચાં ગંગાજળ પાણીરે.

માલદે કોટવાળે ઉભા આરાવીઓ;
ત્યારે જેસલ તોળી નરવાણીરે. અલા હો૦

અહારે જુગમાં સીધ્યા પીર જેસલને તોળી,
દલડે ભ્રાંત કાંઇએ ન આણીરે હો. અલા હો૦



# તોળીરાણીના ભજન.

## ભજન ૧ લું.

પાપ તારૂં પ્રકાશ જાડેજા ધર્મ તારો સંભાળરે,
તારી બડલીને બુડવા નહિં દઉં જાડેજા તોરલ કહેછેરે–ટેક.
તોડી સરોવર પાળ સતિ મેં તોડી સરોવર પાળરે;
ગૌધણ તરસ્યાં, વાળીયાં તોળાંદેરે જેશળ કહેછેરે–પાપ.
હરણ હણ્યા લખ ચાર, સતિ મેં હરણ હણ્યા લખ ચારરે;
વનના મોરલા મારીયા તોળાંદેરે જેશળ કહે છે કે—પાપ.
લુંટી કુંવારી જાન, સતિ મેં લુંટી કુંવારી જાનરે;
સાતવીસુ મોડબંધ મારીયા, તોળાંદે જેશળ કહેછેરે—પાપ.
વાળી ચરતી ગાય સતિ મેં વાળી ચરતી ગાયરે;
બેન ભાણેજને દુભીયાં, તોળાંદેરે જેશળ કહેછેરે—પાપ.
જેટલા માથાના વાળ કાઠીરાણી, જેટલા માથાના વાળરે,
એટલાં કુકર્મો મેં કર્યાં તોળાંદેરે જેશળ કહેછેરે—પાપ;
બોલ્યા જેશળ પીર કાઠીરાણી, બોલ્યા જેશળ પીરરે.
મુને સંત ચરણમાં રાખજો તોળાંદેરે જેશળ કહેછેરે—પાપ

## ભજન ૨ જું.

હકેને હાલો તમે હુઇ મળો હાં,
સાચે દલે કરોને ઓળખાંણું મારા વીરારે. તોળીકે,

મારૂં મન બાંધ્યા શુરવીર સાધસે હાં,
જેને રદે વસે લાલ ગુલાઇ મારા વીરા. તોળીકે.
આંજણના આંધ્યારે ભુલ્યા તમે કાં ભમો હાં,
હાથમાં દીવો કાં પડો કુવે મારા વીરારે, તોળીકે.
આંખ્યના ઉજાગરા તમે કાં કરો હાં,
નેણે નરખીને તમે જુઓ મારા વીરારે. તોળીકે.
કાલરને ખેતરમાં બીજ નવ વાવીએ હાં,
પાત્ર જોઇ જોઇને તમે પેખો મારા વીરારે. તોળીકે.
જોત્યુને અજવાળે દાન રૂડા દીજીએ હાં,
રૂડા સાધુને ધેવો દલ ચોખો મારા વીરારે. તોળીકે.
સ્વાંતુના મેહુલા જળધારારે વરસે હાં,
તેની તઇ નીપજ હયો ગોતિ મારા વીરારે. તોળીકે.
વસીયલને મુખે વીખંડા નીપજે હાં,
સીપ મુખ નીપજે સાચાં મોતી મારા વીરારે. તોળીકે.
મનના માન્યા મુનિવર જો મળે હાં,
દલડાનું ગુંજું આપણે કીજીએ મારા વીરારે.. તોળીકે.
જેસલ ઘેર તોળીરાણી બોલિયાં હાં,
આપણને ગુરૂ વચને ફલ લીજે મારા વીરારે. તોળીકે.

## ભજન ૩ જું.

જેશલ કરી લે વિચાર, માથે જમ કેરો માર,
સ્વમા જેવો સંસાર તોળીરાણી કરે છે પોકાર.

આવોને જેસલરાય આપણુ પ્રેમ થકી મળીયે,
પુરા સાધ્ય હોય ત્યાં જઇ ભળીયેજી. ટેક.
અનુભવી આવ્યો છે અવતાર માથે સતગુરૂ ધાર,
જાવું ધણીને દુવાર, બેલડી ઉતારો ભવપાર. આ.
ચાંદો સુરજ વસે છે આંકાશ નવલાખ તારા એની પાસ;
પવન પાણીનો પ્રકાશ; સૌ લોક કરે તેની આશ આ.
ગુરૂના ગુણનો નહી પાર, ભક્તિ છે ખાંડાની ધાર;
નુગરા શું જાણે સંસાર, એનો એળે ગયો અવતાર, આ.
છીપું સમુદ્રમાં થાય, વાંકી ધન્યરે કમાય,
સ્વાંતીના મેહુલા વરસાય, ત્યાંનેહ સાચાં મોતી થાય આ.
મોતી એરણમાં ઓરાય માથે ઘણ કેરો ઘાય,
ફુટે તે ફટકીયાં કહેવાય સાચાનીતો ખરે ખબરૂં થાય આ.
જીવની ગતિ ગુરૂની પાસ, કેવી કસ્તુરીની બાશ,
તોળીરાણી તેજતણા અંબાર, સેવકોની લેવા આવે લાજ આ.
નવલાખ કોથળીયું બંધાય, તે તો ગાંધીડા કહેવાય,
હીરામાણેક હાટે વેચાય તે તો મુલે મોંઘા થાય;
નિત્ય ઉઠી નાવાને જાય કોયલા ઉજળા ન થાય;
ગુણકાનો બેટો બાપ કોને કેવા જાય,માવદાસે તોપણ નથાય આ.
દેખાદેખી કરવાને જાય એ તો અધુરીયો કેવાય
હાથમાં દીવો લઇ કુવે પડવા જાય ચાર જુગની
વાણી તોળીરાણી ગાય આવો.

## ભજન ૪ થું.

તમે વિશ્વવાસી નરને કાં તેડયાં માણુ રાજરે;
નર નુગરાની સાથે નેડા ન કરીએજી. ટેક૦
હંસલો ને બગલો બેઉ એક રંગજી,
બેઠા સરોવરની પાળે માણુરાજરે. નર૦
હંસાને; ચારો સાચા મોતીનોજી;
બગલો ડોળે કાદવ ગારો માણુરાજરે નર૦
આજ મારા ધણીનો પાટ મંડાણોજી.
જળહળતી જોત્યું દરસાણી માંણુરાજરે, નર૦
ગુરૂને પતાપે સતી તોરલ બોલ્યાંજી
મારા સંત અમરાપર માલે માણુરાજરે. નર૦

## ભજન ૫ મું.

કાઠીરાણી તારો સાયબો બતાવ;
તોળીરાણી તારો ધણીડો બતાવ;
આદ્ય ભવાની અવજ કરૂં હે જાડેજારે. ટેક૦
વસ્યો શુલાને વાસ જાડેજારે.
અણુભવ આડાં આવ્યાં જાડેજા, એમ તોળલ કહે છે.
તું તારૂં પાપ પ્રકાશ જાડેજારે;
તારી બેડલી બુડવા નહિ દઉં, જાડેજા એમ.
હેરણાં હર્યા લખચાર તોળલદે; (૨)
વનના મરઘા મારીયા, તોળદે એમ.

લુંટી કુંવરી જાન તોળલદે; (૨)
સાત વીશું મોડ બંધ મારિયા, તોળદે એમ.
વાળી ગોંદરેથી ગાય તોળદે; (૨)
બેન ભાણેજુ દુભવ્યા, તોળલદે એમ
તોડી સરોવરની પાળ તોળલદે; (૨)
વનના મોરલા મારીયા, તોળલદે એમ
બોલ્યા જેસલદે રાય તોળલદે; (૨)
સંત અમરાપર માલજો, તોળલદે એમ.

## ભજન ૬ ઠું.

ફળે મુજ ભાયડાનો ભાવ હાંરેહાં કાઠીરાણી,
સતી તોળાંદે અમને તારજો હોજી. ટેક.
હાંરેહાંરે જેસલ જગનો ચોરટો હોજી;
ખાતો ચારો ખંડ હાંરે,
સંગતુ કરીએ જેસલ સાધ્યની હોજી;
વસીએ શુલા ભેગો વાસ. હાંરેહાં,
કાઠીરાણી અમને તારજો હાંજી.

હાંરેહાં સતિ તોળલદે એમ બોલીયાંછેજી
હાંરે જેસલ કપડાં ધોઈને લાવ હાંરેહા;
ઇરે મારગે સુરામળે હેજી જેસલ વાળી ઘેર લાવ કાઠીરાણી.
હાંરેહાં નથીરે પોગ્યો સરોવરે હોજી;
નથી બોલ્યા નીરમેરે હાથ હાંરેહાં કાઠીરાણી.

અધવચે ઉજળાં હોઇ રહ્યા
તોળી તારો સાચબો સસીયાર હાંરેહાં, કાઠીરાણી.

હાંરેહાં જેસલે જામેયો રચાવીયોરેજી,
મુનિવર મળ્યા લખ બેચાર હાંરેહાં કાઠીરાણી.

તેમાં તે ધણી મારો આવી મળ્યોરેજી,
જેસલ રહેજો હુશીયાર હાંરેહાં કાઠીરાણી.

હાંરેહાં કલીયુગમાં નિંદા ઘણીરેજી
નિંદા છે ટંકશાલ હાંરેહાં કાઠીરાણી.

નિંદા ધણીને સાધુ નીરમળ્યોરેજી,
ઉતરે શીર હુવાં ભાર હાંરેહાં કાઠીરાણી.

જેસલને ધણી મારો આવી મળ્યોરેજી;
તોરી તારો સાચબો સસીયર હાંરેહાં

## ભજન ૭ મું.

કચ્છથી જેસલ ઉમાઓંજી મેવાડ માલો આરાધે,
મુનિવર મળ્યામુનિવદા, ભોમ આધો આધી;
ઉમા જેસલ કર માંડયો, ભાયલા ભાવે મળે. એડા. ૧

માલે જેસલને પુછીયું, આપણે હુઇ ઓળખાણ;
હાથે પંજો દઇને મળ્યા, ઇસાધાર્યા ભાઇ. એડા. ૨

ઘરે જુત્યા ઘોરી નમે કુપે કડવાં પાણી;
આરાધે અમૃત હુવા ઇ તોરલ કાઠીરાણી. એડા. ૩

સાવ સોનાની ગુરૂની બારંગી તેમાં રૂપાંદેરાણી;
માગ્યા મેહ વરસાવીઆ ઈ માલા ઘેર રાણી એડા. ૪
જેસલે વાવી પારસ પીપળી માલે વાળી ગાર;
પાંડું પ્યાલે પરઠીયુ કાળું વરમાંડે જાય. એડા. ૫
પરબત પાખંડમાં કાબડી કોરાણીજી;
આ જુગ જાતાં જાશે નહિ પીપળી પરાતી. એડા. ૬
ધનવે ડુંગર સંતો પગ ધર્યા સાધુ લ્યો વીસામે;
ગુરગુરૂનાં બેસણાં થાપના પીરની. એડા. ૭
આધાન આગે નરમલા, નવે નાથે આરધી;
લક્મણુ ગીરધર બોલીયા, સતધદમની નિશાની. એડા ૮

## ભજન ૮ મું.

જાડેજારે તારે તંબુરો સતીના હાથમાંજીરે,
સાત કરે છે અલેકનો આરાધ જેદી બોલતાં મેવાડમાં;
તેદીના બોલસંભાર જાડેજારે વચન સંભારી વેલા જાગજોરેજી
જાડેજારે મેવાડથી માલો રૂપાં આવીયારેજી,
તેદુના બોલોને કાજ ત્રણુ દિવસને ત્રણુ ઘડી;
શુરા હોય તો જાગ જાડેજારે વચન સંભારી વેલા૦
જાડેજારે કાલી કેવાશે કાઠીરાણી,
મુવા પછી નવને બોલ્યાના હોય નીમ,
જાડેજારે ધુપ ધજાને શ્રીફળ તે ચડે,
આ તો ખરાખરીનો ખેલ. જાડેજારે વચન૦

જાડેજારે આળસ મરડી જેસલ ઉઠીયારેજી,
ભાં ભાગુની ભ્રાત,
જાડેજારે પેલા મળ્યા રૂપામાલદેવને,
પછે મળ્યા તોલર નાર. જાડેજારે૦
જાડેજારે માલો પારખને રૂપા પેઢીયેરીજી,
વોરે હીરા હીરાને લાલ;
વચન ચુકયા તો જાશો ચોરાશીમાં,
રેજો તમે વચનની લાર અમ વચન સંભારી વેલા જાગીયા
જાડેજારે લીધા લગનને કીધાં છાંટણાં,
લાગી વીવાની ખાંત કન્યાએ કેશરીયા પેરીયા,
તો મોડ મીંઢોળ જાડેજારે હાથ, વચનસંભારી વેલા જાગીયા,
જાડેજારે જેસલને ઘર તોળીરાણી બોલીયાંરે,
નવી સમાધું ખોદાય, સહુ વળાવી પાછા વળ્યાં;
એક ન વળ્યાં તોળલ નાર વચન સંભારી૦

## તોળી પ્રબોધ.

તોળી પરિક્ષા કરોને નરપુરા.
જીરે સંતો સેજ્યા સોય પાર ઉતારીયાજી;
ચંદન રોપાવી તમે કાષ્ટ કાં ભાળો;
બીજને વધાવી તમે બારસ કાં ભાળોજી. ૧
સાધુને સેવીને તમે અવર કાં ભાળો,
અલખ જીતીને તમે કરીવા કાં હારોરેજી;

અભેદીના નર નર તમે છપતાં કેમ આવો રેજી,
લછણુંથી ડરીએ હા જોઇને પગ ભરીએ
ધમ લાખોણુાને શીક્ક ન વરીએજી. ૨

સત્યમાં બેઠારે નર શબ્દના ભુલ્યા,
કેવા અપંડિતને આપે થાય ગુલારેજી;
પાટે બેસીને પરમોદીર થાપે,
વીના શબ્દે કોરી પાવન આપરેજી. ૩

વચન વીચારી તમે આ ધર્મ પાળો,
સંતને સાહેબ તમે એક કરી ભાળોરેજી,
ચારે ચારે જુગની તો એકજ છે બારી,
કૈક થયા જીતીને કંઇ ગયા હારીરેજી. ૪

સહસ્ત્ર કળાને જોત્ય છે અનેરી,
ચારે ચારે પાટ તેની એ કછે અનેરીરેજી;
અલખપુરૂષના સોવતારા,
એ પદ બુજે સોઇએ ગુરૂજી અમારારેજી ૫

સત્યના મંદિરમાં જે નર બેઠા,
ગત્યના મુક્તિમાં રમતારે દીઠારેજી.
બીજારે બરાબર નવ કોઈ જાણો,
સંત ઓધરીયા સોઈ ધરમ વખાણો. ૬

સંત મંદીરીયામાં ધર્મના છે દીવા,
અડસઠ તીરથમાં નઈ કોઇએ વારેજી;

હુકમ દીઓ તો પીરજી હું રે વધાવું,
પોહોર દીઓ તો પીરજી પાટેરે આવુંરેજી. ૭

શીલ સંતોષના જે નર ભોગી,
ગત્યરે મુક્તમાં રમતારે જોગીજી;
હુદયેરે હુદયમાં એની છે વાણી,
ન પીએ ધરારે અમરત નારે પાણી, ૮

વચન વિચારી તમે માહા ધર્મ પાળો.
મેરૂએ સીખરથી ગંગાજીરે વાળોરેજી,
આંગણે આવ્યા નર અખર અંજાતા;
ધન્યરે વખાણુ તોળી તેની માતા. ૯

---

# મીરાં બાઇનાં ભજન.

## ભજન ૧ લું.

અરજ કરે છે મીરાં રાંકડી ઉભી ઉભી,
અરજ કરે છે મીરાં રાંકડી— ટેક,

મુનિવર સ્વામી મારે, મંદીરે પધારો વ્હાલા,
સેવા કરીશ દીન, રાતડી ઉભી ઉભી૦ અરજ.

ફુલના તે હાર વહાલા; ફુલના તે ગજરારે,
ફુલના તોરાને ફુલ પાંખડી–ઊભી ઉભી૦ અરજ.

પચ પકવાન વહાલા, મીઠાઇને મેવારે;
ઘેબર જલેબી તલ સાંકળી–ઉભી ઉભી૦ અરજ.

સાવરે સોનાનાં વહાલા સોગઠાં ઢળાવુંરે.
રમવા આવો તો જાય રાતડી–ઉભી ઉભી૦ અરજ.

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વહાલા,
તમને જોઇ ઠરે છે આંખડી–ઉભી ઉભી અરજ.

## ભજન ૨ જું.

નેણાં ઠર્યાં છે તમ જોઇને છબીલા,
નેણાં ઠર્યાં છે તમ જોઇને— ટેક,
જે દિનના મોહન તમે ગયા,
તે દિન વિત્યા મુજ રોઇને. છબીલા લાલ૦

લોક લજ્જા મરજાદા તજીને,
રહી છું મોહનજી મોહીને          છબીલા લાલ૦
તમ વિના હું તો ત્રણે ભુવનમાં,
એમાં ન દીઠા મેં કોઇને.          છબીલા લાલ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
રહી છું ચરણ ચિત પ્રોઇને.          છબીલા લાલ૦

## ભજન ૩ જું.

બલીહારી રસીયા ગીરધારી સુંદર સ્યામ હો તજીને અમને,
મથુરાના વાસી આવા ન બનીએજી.          ટેક.
વાંસલડી વાગી એવા ભણકારા વાગેજી,
વ્રજ વાટ લાગે મને ખારી સુંદર સ્યામ હો તજી અમને,
મથુરાના વાસી આવા ન બનીએજી–બલીહારી૦
જમુનાનો કાંઠો વહાલા ખાવાને દોડે જી.
અકળામણ દે છે હવે ભારી–સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી આવા ન બનીએ—બલીહારી૦
વૃંદાવન કેરી શોભા તમ વીણ અમને જી,
નજરે દીઠી નવ લાગે સારી–સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી–બલીહારી૦
ગોવર્ધન તોળ્યો વહાલા, ટચલી આંગળીએજી;
આમ પર ઢોળ્યો ગીરધારી–સુંદર શ્યામ હો તજી અમને,

મથુરાના વાસી આવા ન બનીએજી—બલીહારી૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણુ વહાલા,
સહાય કરી લેજો શુદ્ધ વારી—સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી આવા ન બનીએજી—બલીહારી૦

## ભજન ૪ થું.

પ્રભુ પાલવ પકડીને, રહી છું પ્રેમથીરે,
મારા છેલ છબીલા અંતરના આધાર;
ઉભી અરજ કરે મીરાંબાઇ રામનેરે. ટેક.
મારા દાસીપાના દુઃખ સરવે દુર કરોરે,
શીશ નામું મારા, સદગુરૂને પ્રણામ;
ઉભી અરજ કરે મીરાંબાઇ રામનેરે. ઉભી અરજ૦

## સાખી.

સાસરીઆમાં સુખ નહીં મહીયરીયે નહિં માન,
સુખ દુઃખની વાતડી, ધરતું નથી કોઇ ધ્યાન.
હવે રહેવું નથી રાણાજીના રાજમાંરે,
રાણો રોષ ભરેલો કુડો કપટી રાય.—ઉભી અરજ૦

## સાખી.

આ સમે હરી આવજો; વિઠ્ઠલ કરજો વહાર,
ગોવિંદ સાથે ગોઠડી અબળાના આધાર.
વહાલા વસમું જાણી, વેગે વહેલા આવજોરે;
નહીંતર જરૂર મારા જીવનું જોખમ થાય.—ઉભી અરજ૦

## સાખી.

ઉંડે કુવે ઉતારીઆ, તુરત તુટયાં વરત,
તારણહારો તારશે શામળીઓ સમરથ;
એવા વિવેકી વિઠ્ઠલને જાઉં વારણેરે,
ટળશે હરિજનોના અંતરના ઉચાટ.—ઉભી અરજ૦

## સાખી.

વિશ્વાસે વળગી રહી. ત્રીકમ રાખો, ટેક;
આગે હીંમત આદરી ધારૂં વિવેક;
એવા ભક્તિ ભાવે ભુધર આવો ભેટવારે,
હું તો વેચાણી શું નાથ તમારે હાથ.—ઉભી અરજ૦

## સાખી.

નીતિધર્મ નવ છોડીએ, જ્યાં સુધી ઘટમાં પ્રાણ,
સહેજે સમુદર ઉતર્યા, જેને ભેટયા શ્યામ
એવા પુરણ પુરૂષોત્તમ પધારજોરે,
સત્ય રાખો મારા સુંદરશ્યામ.— ઉભી અરજ૦

## સાખી.

રૂપાળા રણછોડજી, લળી લળી લાગું પાય,
રાણા ઘેર જાવું નથી, જ્યાં સુધી ઘટમાં પ્રાણ;
હવે શરણાગતની વારે, ચઢજો વિઠલારે,
પ્રભુ કૃપા કરીને રાખો ચરણની પાસ.—ઉભી અરજ૦

## ભજન ૫ મું.

પ્યારા ગોવિંદના ગુણ ગાશું રાણાજી અમે,
પ્યારા ગોવીંદના ગુણ ગાશું. ટેક.
ચરણાંમૃતનાં નિયમ હમારે,
નિત્ય ઉઠી મંદિર જાશું— રાણાજી અમે.
રાણોજી રૂઠસે તો રાજ તજાવશે;
ભગવત રૂઠેરે મરી જાશું— રાણાજી અમે.
વિષના પ્યાલા રાણાજીએ મોકલ્યા,
અમૃત કરીને પી જાશું— રાણાજી અમે.
રામના નામની ઝાંઝ બનાવી;
તેમાં બેસીને તરી જાશું— રાણાજી અમે.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
ચરણકમળ કમળ પર વારી જાશું— રાણાજી અમે.

## ભજન

ગુમાનીના ઘેલા રામ. જુવાનીના છેલા રામ,
આવરદા તારી વહીરે જશે એજી. ટેક.
હજીએ નર તું, ચેતી શકે તોએ. ગુમાનીનાં.
પાંચ ને પચીસરે વિત્યાં પ્રપંચમાંરેજી,
આવ્યો તારે સાઠ વરસનોરે દીન. ગુમાનીનાં.
વીશેકેરે વનિતાને થયોરેજી,
તેમાં નર તું ભજવા ભુલ્યોરે ભગવાન. ગુમાનીનાં.

એમને કાંઇ કરતારે આવ્યો વાયદોરેજી,
પછી એ તારા મુખડામાં લઇને પડી ધુળ.                ગુમાનીનાં.
ભણ્યા ને ગણ્યારે કંઇક ભુલા પડીયારેજી,
ભુલ્યા ભુલ્યા પંડિત ચતુરસુજાણ.                ગુમાનીનાં.
ગુરૂને પ્રતાપેરે બાઇ મીરાં બોલીયાંરેજી,
દેજો અમને સંતના ચરણમાં વાસ.                ગુમાનીનાં.

## ભજન ૭ મું.

રૂડી ને રંગીલીરે વહાલા તારી વાંસળીરે જી,
મીઠીને મધુરીરે. માવા તારી મોરલીરેજી
એતો મારે મંદીરીયે સંભળાય—                રૂડીને રંગીલીરે.
કાનુડા એ કાળોરે; બાઇઓ મારે રૂદીયે વસ્યો.
મુકી દેને કાન કુંવર મારાં ચીર—                રૂડી ને રંગીલીરે
સરખી ને સાહેલીરે સાથે પાણી નીસર્યા જી
બેડલું મેલ્યું, સરોવરીયાં તીરે પાળ—                રૂડી ને રંગીલીરે
ઉઢાંણી વળગાડી આંબલીઆની ડાળમાંરેજી
ઉભી નીરખું. નટવર દીન દયાળ—                રૂડી ને રંગીલીરે
હુ તે કાંઇ સુતીરે; બાઇઓ ભર નીંદમારેજી
મોરલી વાગી ઝબકીરે જાગી માઝમ રાત—રૂડી ને રંગીલીરે
ગુરૂને પ્રતાપેરે, બાઈ મીરાં બોલીયારેજી;
દેજો અમને સાધુના ચરણોમાં વાસ—                રૂડી ને રંગીલીરે

## ભજન ૮ મું.

માન સરોવર જઇએ કુડીરે કાયા માનસરોવર જઇએ
હંસલાની સાથે વીર સંગતું કરીએ,
ભેળા બેસીને મોતી ચણીયે- કુડીરે કાયા.

સાધુને સંતને વીરા, સાધુ કહેવાયે
નીત્ય નીત્ય ગંગાજીમાં નહીયે— કુડીરે કાયા.

મોહેલા એ મનડા કેમ ભુલ્યો વીરા
દરશન ગુરૂજીનાં કરીએ— કુડીરે કાયા.

બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ
ભવસાગરથી તરીયે- કુડીરે કાયા;

## ભજન ૯ મું.

રાણાજી હું તો ગીરધરને મન ભાવી (૨) ટેક.
પુર્વ જન્મની, હું વૃજ ગોપી,
ચુક કરતાં અહીં આવી. રાણાજી મારી (૨) રાણાજી
મેં જન્મ લીધો નૃપ જયમલને ઘેર
તમસંગે પરણાવી, રાણાજી મુને (૨) રાણાજી.
ગીરધર નામ હુંતો ઘડી નવ છોડું,
ભલેને નાંખોને મરાવી, રાણાજી મુને (૨) રાણાજી.
મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ;
આવા લગની લગાડી; રાણાજી મેંતો (૨) રાણાજી.

## ભજન ૧૦ મું.

પ્રેમ પીયાલો મેં પીધોરે, જીયોસંતો પ્રેમ પીયાલો મેં પીધો,
આરે જગતડાને, જોઇને વારોરે;
અરમ પછેડા કોણુ લીધોરે- જીયો સંતો પ્રેમ૦
આરે શરીરના, સદદે સુખડાંરે;
છે અમે ત્યાગી દીધોરે- જીયો સંતો પ્રેમ૦
મારારે મનડાનો બહુરે સમજાવ્યોરે,
જોગ જંગલયો મેં લીધોરે- જીયો સંતો પ્રેમ૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ;
સ્વર્ગપુરીનો મારગ લીધોરે- જીયો સંતો પ્રેમ૦

## ભજન ૧૨ મું.

હરી મારે હૃદયે રહેજો, પ્રભુ મારી પાધે રહેજો.
જો જો ન્યારા થાતા રામ, તે દીનનો વિશ્વાસ છે—ટેક.
ધના ભગતે ખેતર ખેડયું વેણુ વાવી ઘેર આવ્યા રામ–તે.
સંતજનોના પાત્ર પુર્યા, (૨) ઘઉંના ગાડાં આવ્યા રામ–તે.
જુનાગઢના ચોકમાં જે દી નાગરે હઠો લીધી રામ- તે.
નરસઇયાની હુંડી લઇને (૨) દ્વારકામાં દીધી રામ- તે.
મીરાંબાઇને મારવા જે દી રાણે ખડક લીધી રામ- તે.
ઝેરના પ્યાલા અમૃત કરીઆ (૨) ત્રીકમ ટાણે પધાર્યારામ–તે.
ભીલડીનાં એઠાં બોર તમે પ્રેમથી આરોગ્યા રામ- તે.
ત્રણ ભુવનના નાથ તમને (૨) મીરાંબાઇએ ગાયા રામ–તે.

## ભજન ૧૨ મું.

નાથ તુમ જાનતહો સબ ઘટકી, મીરાં ભક્તિ કરે પ્રગટકી—ટેક
નાહી ધોઇને મીરાં લે સ્મરણી, તો પુજા કરે સીતાપતિકી,
સાલીગ્રામકુ તુલસી ચડાવે તો ભાલ તીલક બીચ ટીપકી—ના૦
રામ મંદીરમાં મીરાંબાઇ નાચત તાલ બજાવત ચટકી,
ઝમઝુમ ઝમઝુમ બાજત ઘુગરા, લાજ તજી ઘુંઘટકી—ના૦
વિષના પ્યાલા રાણાજીએ મોકલ્યાં સાધુ સંગત મીરાં અટકી
સુરત દોરાપદ ચાલીએ ધારો, તો શીર ગાગરપર મટકી;
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાં ગુણ,
સુરતા લાગી જૈસી નટકી—ના૦

## ભજન ૧૩ મું.

વારૂ મારા વીરારે, સંગ ન કરીએ નીચેનો રેજી;
નિચપણું નિશ્ચે નરકે લઇ જાય— ટેક.
આકડીઆનાં દુધ અતી ઘણાં ઉજળાંરેજી;
ગરવી ગાયનાં દુધરે અતી ઘણાં મીઠડાંરેજી,
સાકર ભેળે સ્વાદ અદકેરો થાય— વારૂ મારા.
બાવળનો કાંટોરે, દીસે અળખામણોરેજી;
છાંયે બેસે અંગને વસ્ત્ર ઉજરડાય— વારૂ મારા.
આંબલીયાની છાયરે, દીસે રળીયામણીજી;
તેને સેવે ફળની પ્રાપ્તી થાય.— વારૂ મારા.

ગુરૂના પ્રતાપેરે, બાઇ મીરાં બોલીયાંરેજી,
રાખો અમને સંતના ચરણુની માય—વારૂ મારા.

## ભજન ૧૪ મું.

નહીરે વીસારૂં હરી, અંતરમાંથી નહીરે વીસારૂં હરી—ટેક.
શામળી સુરતના શામળીઆ, શામથી સુરતના હરી;
શામળીયાજી જોતાંમાં નજરૂં ઠરી— અંતરમાંથી.
જળ જમુનાના ભરવાંને ગયાંતાં જસ જમુનાનાં હરી;
ભરવાને ગયાંતાં શીરપર ગાગર ધરી— અંતરમાંથી.
આણી તીરે ગંગા પેલી તીરે જમુના;આણી તીરે ગંગા હરી.
પેલી તીરે જમુના મુખપર મોરલી ધરી— અંતરમાંથી.
વંદ્રાવનની કુંજગલનમેં, વંદ્રાવનની હરી.
કુંજગલનમેં, ગોધન ચારો ફરી— અંતરમાથી.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, બાઇ મીરાં કહે પ્રભુહરી.
ગીરધરના ગુણ ચરણુકમળમાં ઢળી. અંતરમાંથી.

## ભન ૧૫ મું.

કાનુડો શું જાણે મારી પ્રીત, બાઇ અમે બાળ કુંવારાંરે;
કાનુડો શું જાણે મારી પ્રીત.—ટેક૦
જળ જુમનાનાં અમે, ભરવાને ગયાંતાં હાંહાં,
કાનુડે ઉડાડયાં આછાં નીર, ઉડયાં ફરરરરરરરે—કાનુડો૦

વંદ્રા તે વનમાં વહાલે, રાસ રચ્યો છેરે;
સોળસેં ગોપીનાં ખેંચ્યાં ચીર, ફાટયાં. ચરરરરરરરે–કાનુડો૦
જમનાને કાંઠે વહાલો. ગૌધન ચારેરે;
વાંસળી વગાડી ભાગ્યાં ઢોર, ભાગ્યા. ભરરરરરરે–કાનુડો૦
હુતો વચણાગી કાના, તમારારે નામનીરે;
કાનુડે તાણીને મારયાં તીર, વાગ્યાં. અરરરરરરે–કાનુડો૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણુરે;
કાનુડે બાળીને કીધાં ખાખ ઉડી. ફરરરરરરે–કાનુડો૦

## ભજન ૧૬ મું.

શું કરતું છે મારે, શુંરે કરવું છેરે;
હીરા માણેકને મારે શું કરવું છે—ટેક.

મોતીની માળા રાણા કામ નહી આવે મારે;
તુળસીની માળા લઇને, પ્રભુ ભજવું છેરે—હીરા.

હીરનાં ચીર રાણા, શું કરવા છેરે;
ભગવી ચીંથરીઓ પહેરી, મારે ફરવું છેરે;—હીરા.

મહેલને માળ રાણા, શું કરવા છેરે;
જંગલ ઝુંપડીએ જઇને. મારે વસવું છેરે—હીરા.

બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણુરે;
અમર ચુડલો લઇને મારે મરવું છેરે—હીરા.

## ભજન ૧૭ મું.

શું કરૂં રાજ તારૂં શું કરૂં પાટ તારૂં,
ચિત્તડાં ચોરણાં તેને શુંરે કરૂં, એ રાણા શુંરે કરૂં—ટેક

ભુલી એ ભુલી રાણા ઘરનાં કામ;
અન્નડા ન ભાવે (૨) નેણુ નિંદ્રા હરામ—તેને શુંરે કરૂં.

માવા તારી વાંસલડીમાં ભરી મોહણવેલ;
ઘડીક ઉભેરા રહો તો (૨) ભરી લઇ સેલ—તેને શુંરે કરૂં.

ચીતોડગઢને મીરાં રાણી, ચોરે વાતું થાય;
માનો મીરાં રાણી (૨) જીરવ્યું ન જાય—તેને શુંરે કરૂં.

ઉભી ઉભી બજારમાં ગજ ચાલ્યો જાય;
શ્વાન ભસે તેને (૨) લજ્જા ન લગાર—તેને શુંરે કરૂં.

નિંદા મરને કરે રાણાજી નગરના લોક;
ભજન ભલું તો મારો (૨) મારો ફેરો થાય ફોક—તેને.

મનમાં ભજો મીરાં રાણી નારાયણ નામ;
પ્રગટ જો ભજવા હોય તો (૨) છોડો મારાં ગામ—તેને.

ગણું સમજાવે રાણા નગરના લોક;
વનડાનુ વાંદર તેને [૨] શીખામણ ફોક—તેને શુંરે કરૂં

બાઈ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ;
તમને હું તો [૨] થઇ છું ન્યાલ— શુંરે કરૂં.

## ભજન ૧૮ મું.

જમુનામેં કુદ પર્યો કનઇયો તેરો.
જમુનામેં કુદ પર્યો— ટેક.

કાળો કાળો નીર કાલીંદ્રિકો ભરીયો,
નીર તો દેખીને ના ડર્યો— કનઇઓ તેરો૦

માતા જસોદાજી રૂદન કરે છે,
નયનુમેં નીર બર્યો— કનઇઓ તેરો૦

ટચલી આગળીએ લહાલે ગોર્ધન તોળ્યો;
ઇંદ્રકો માન હર્યો— કનઇઓ તેરો૦

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ.
ચરણુમેં ચિત્ત ધર્યો— કનઇઓ તેરો૦

## ભજન ૧૯ મું.

ગોવીંદ લીનો મોલ બાઈ મેંતો;
ગોવીંદ લીનો મોલ—ટેક૦

કોઇ કહે હલકા, ત્રાજવે તોલ— માઈ મેંતો ગોવિંદ
કોઇ કહે મોંઘા;
કોઇ કહે કે અણમોલ— માઇ મેંતો ગોવિંદ૦

બિન્દ્રાબનકી કુંજગલનમેં.
મેંને લીયો બજાકે ઢોલ— માઇ મેંતો ગોવિંદ૦

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણુ,
એ તો પુર્વ જન્મકો બોલ- માઇ મેં તો ગોવિંદ૦

## ભજન ૨૦ મું.

મેં પુર્ણુ દાસી રામ તોરી દાસી,
પીયા તુમારા ચરણુંકી;
મેં પણુ દાસી તોરે રંગે રાચી,
દીનબંધુ દેવા આવો; ગોકુળ ગામડાનાં વાસી-ટેક.

### સાખી.

શશાવરીબાઈ કુંભારના બોલ સાંભળી સુરતા રાખી મોરાશ્યામ,
નીભાડામાંથી બચ્ચાં ઉગાર્યા તે દી પ્રતીમાં પાખી રામ;
પ્રહલાદ કારણે થંભ ધખાવ્યો તેની નભરી પાછી,
ત્યાં તો થંભ તમે શીતળ કર્યો તેમાં કઇ વાતકહી કાચી-મેં.

### સાખી.

એક દીન ગજે કહ્યું ગીરધારી અંતરજામી સુણી અરદાસ,
મહા જળમાંથી મુકાવ્યા તે દી પ્રભુ પધાર્યા એની પાસ;
ઝુડને મારી જુજવાં કીધાં ફટકમાં ટાળી ગજની ફાંસ,
એણી તકે વહેલા આવો, તમે વંદ્રાવનના વાસી- મેં૦

### સાખી.

કયા કહું કલીયુગકી સંત ઓદ્ધારણ શ્યામ,
રખ રાખી રાણા તણી કેશવ તમારા કામ.

ઝેરના કટોરા રાણાએ મોકલ્યા બાઇ હતા પ્રેમનાં પ્યાસી,
ઇરે વીખે મીરાં મુઇ હતતો થાત જગતમાં તારી હાંસી–મેં.

## સાખી.

મીરાંદે રૂપાંદે તોળાંદેરાણી જેણે પ્રેમલક્ષણા ભક્તિ પીછાણી
સાચી ભકતી તો તારાંદે તણી જઇ વાદી ઘર વેચાણી;
નરસીંહ મહેતાના મામેરાં પુર્યાં થયાં દીનબંધુ એની દાસી,
એ માંહેલું આજ કાંઈ ન સુઝે; વહાલા વાત કહું છું સાચી–મેં.

## સાખી.

અધમ ઓદ્ધારણ અંતરજામી, સંભારી લે સેવકની સાદ,
મહા ગુન્હા હોય તો વાફ કરો પણ દાસીને દીઓ દીદાર,
સંત ઓદ્ધારણ શ્યામ કહેવાણાં, એમ શાસ્ત્ર કહે વાત સાચી,
દાસી જીવણસંતો ભીમને ચરણે હું તો રંગ તમારેજ રાચી.

## ભજન ૨૧ મું.

હરી નામ બીના નર એસા હે.
દીપક બીના મંદીર જેસા હે— ટેક૦

જેસે પુત્ર બીના પુરૂષકી નારી હે,
જેસે પુત્ર બીના માતારી હે,
જલ બીના સરવ જેસા હે— હરી નામ૦

જેસે શશી બીન રજની સુની હે
જેસે બીના લોટકી રસોઈ હે.
ઘર ધણી બીના ઘર જેસા હે—          હરી નામ૦

કુંઠર બીના વૃક્ષ બનાયા હે.
જેસે સુમ મંચરી માયા હે
ગુનીકા ઘર પુત્ર જેસા હે—          હરી નામ૦

મીરાંબાઇ કહે હરીસે મીલના,
જહાં જન્મ મરકી નહી કલના
બીન ગુરૂકા ચેલા જયસા હે—          હરી નામ૦

## ભજન ૨૨ મું.

તું તો તારા બીરદ સામુ જોઇલે શામળીઆ,
નવ જોજે કરણી હમારીરે વહાલા—          ટેક૦

ગજને કારણ વહાલા, પેલદ ધાયા—હાં, હાં, હાં, હાં
દ્રોપદીના ચીર વધાર્યા રે વહાલા—          તું તો૦

મંજારી કેરાં વાહાલે બચ્ચાં ઉગાર્યા—હાં, હાં, હાં, હાં
પ્રહલાદ ભક્ત ઉગાર્યોરે વહાલા—          તું તો૦

અનેક ભકતોને વહાલા આપે તાર્યા—હાં, હાં, હાં,
અનેક અસુરો સંહાર્યા રે વહાલા—          તું તો૦

ટીંટોડીનારે વહાલે બચ્ચાં ઉગાર્યા—હાં હાં હાં, હાં,
પ્રજાપતીની પત રાખીરે વહાલા—          તું તો૦

મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરના ગુણ–હાં હાં, હાં, હાં,
ચરણકમળ બલિહારી રે વહાલા– તું તો૦

## ભજન ૨૩ મું.

જાગો તમે જદુપતિ રાય પળ એક નેણા ન ખોલીએ,
ઘડીભર ગુઘટડામાંય હસીને હરી બોલીએ હોજી—ટેક૦

તન મન સોંપ્યાં શરીર વહાલાને જાઉં વારણે,
છોડી મેં કુળની મરજાદ ગીરધારી તારે કારણે હોજી–જાગો૦

આપે સુકયાં શરીર ચરણમાં ચીત ધર્યાં;
જબલગ જાગે દીનાનાથ તબલગ સેવા મેં કરૂ હોજી–જાગો૦

નથી દીધાં કઈીરોનાં દાન કંચન કયાંથી પામીએ,
હજી લગી ના આવ્યારે વૈમાન અમરાપુર કયાંથી માણીએ
હોજી–જાગો૦

મેલીદે આળ પંપાળ સાહેબનો ડર લાગશે,
મારે જાવું ધણીને દરબાર પળપળનાં લેખાં માગશે
હોજી–જાગો૦

તમે મોહોટા છો મહારાજ, અમપર કરૂણા કીજીએ,
ગુણ ગાય મીરાંબાઈ દાસીને દરશન દીજીએ હોજી–જાગો૦

## ભજન ૨૪ મું.

મીરાંને પુર્વ જન્મની પ્રીતરે, મીરાંને હૈડે લખાણા હરીના
નામ નહિરે છોડું—ટેક.

## સાખી.

રાણાજીએ આપીયો મીરાંને ભુતડાં ભેળો વાસ,
ભુતપ્રેત ભાગી ગયાં, મીરાંને ઈંદ્રભુવન થયો અવાસરે—
નામ નહિરે છોડું—મીરાંને.

## સાખી.

વિષના પ્યાલા રાણાએ મોકલ્યા; દેજો મીરાંને હાથ,
અમૃત કરી મીરાં પી ગયાં, જેને રાખનવાળો રઘુનાથરે
નામ નહિરે છોડું—મીરાંને.

## સાખી.

રાણે વસીયલ મોકલ્યો; દેજો મીરાંને જાઇ,
પુજી મીરાંએ પ્રેમની, મુર્તી શાલીગ્રામની થઈ રે-
નામ નહિરે છોડું—મીરાંને.

## સાખી.

રાણે રજા આપી પછી કાઢી ગણીને કાશ;
મીરા ચાલ્યાં મહાલતાં; બાઇને ભાવ્યો છે વ્રજનો સુવાસરે
નામ નહિરે છોડું—મીરાંને.

## સાખી.

પાછળથી પસ્તાઇને રાણો કહે કોઇ જાઓ,
વેગે કહેજો વીનવી, મીરાંબાઇ એકવાર ચીતોડગઢ આવોરે
નામ નહિરે છોડું—મીરાંને.

## ભજન ૨૫ મું.

વાગે છે રે વાગે છે વૃદ્રાવન મોરલી વાગે છે.
એનો શબ્દ ગગનમાં ગાજે છે— વૃંદાવન મોરલી૦

આણી તીરે ગંગા, પેલી તીરે જમુના;
વચમાં ગોકુળીયું ગાજે છે— વૃંદાવન મોરલી૦

અમે તો સુતા, ભર નિદ્રામાં.
પેલી વેરણ નણદી જાગે છે— વૃંદ્રાવન મોરલી૦

વૃંદાવનને. મારગ જાતાં,
વહાલો દાણ દધીનાં માગે છે— વૃંદ્રાવન મોરલી૦

વૃંદાવચની, કુંજગશીમેં,
રાધે કૃષ્ણ બીરાજે છે— વૃંદ્રાવન મોરલી૦

શરદ પુનમરો, રાસ રચ્યો છે,
ત્યાં ગોપી ને કાન બે નાચે છે— વૃંદ્રાવન મોરલી૦

બાઈ મીરાં કહે, પ્રભુ ગીરધરના ગુણ,
તારા દરશનથી દુઃખ ભાગે છે— વૃંદ્રાવન મોરલી૦

## ભજન ૨૬ મું.

ભજન કર ભવ સીંધુ તરવા (૨) ટેક૦
બાવા જગત જંજાળ જુઠામાં ભટકે શું કરવા—ભજન૦
ભક્તિ નાવ ગ્રહી લે પ્રાણી સત્ય ચઢાવી થા સુકાની,
પાર ઉતારવા—ભજન.

વૃથા ન જાયે હરિ નામ લીધું ભક્તિને વશ છે દયાસીંધુ;
સહાય જો કરવા—ભજન.
બાઈ મીરાં કહે, પ્રભુ ગીરધરના ગુણ,
ચરણ ચિત્ત ધારવા—ભજન.

## ભજન ૨૭ મું.

ચાકર રાખોજી, અમને ચાકર રાખોજી૦
શામળીઆ ગીરધારીલાલ ચાકર રાખોજી૦
હજુરી ચાકર રહેશુંજી. (૨)
મોહન મોરલીવાળા બાપ ચાકર રહેશુંજી.
ચાકરીમાં સમરણ માગું, દરશન માગું ખરચી.
ભાવ ભક્તિ ઝાઝેરી માગું ચાર વાતો સરખી—અમને.
જપ કરવાને બ્રાહ્મણ સરજ્યાં; તપ કરવા સંન્યાસી.
ભજન કરવા સંત સરજ્યા. વૃંદાવનના વાસી અમને.
રાઠોડા ઘેર દીકરી, ને રાણાજી ઘેર નાર,
શામળીયા તારા કારણે, મે છોડી દીધો સંસાર—અમને.
ચાકર રહેશું ને બાગ બનાવશું; નિત્ય નિત્ય સેવા કરશું
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ રાધેગોવિંદ ગાશું—અ.

## ભજન ૨૮ મું.

રામરમકડું જડીયુંરે રાણાજીરે મને રામરમકડુ જડીયું. ટેક.
રૂમઝુમ કરતું મારે મંદિર પધારીયુંરે
નહિ કોઇને હાથે ઘડયુંરે રાણાજી૦

મોટા મોટા મુનીજન મથી મથી થાકયારે,
કોઇ એક વિરલાને હાથે જડીયું; રાણાજી૦

સુન શીખરનારે ઘાટની ઉપર,
અગમ અગોચર નામ પડ્યુંરે. રાણાજી૦

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર.
મારૂં મન શામળીયાસુ જડયુંરે, રાણાજી૦

## ભજન ૨૯ મું.

અબ તો મેરા નામ દુસરા ન કોઇ,
માતા છોડી પિતા છોડે છોડી સગા ભાઈ,
સાધુ સંગ બેઠ બેઠ લોક લાજ ખોઇ, અબતો.

સંત દેખી દોડ આઇ જગત દેખી રોઇ
પ્રેમ આંસુ ડારડાર અમર બોલ બોઇ અબતો.

મારગમેં તારણુ મીલે સંતરામ દોઇ,
સંત સદા શીશ ઉપર રામ હૃદય હોઇ અબતો.

અંતમેસે તન કાઢયો પીછુ રહી સોઇ,
રાણે મેલ્યા વીખકા પ્યાલા પીને મસ્ત હોઈ, અબતો.

અબતો વાત ફેલ ગઈ, જાણે સબ કોઇ,
દાસ મીરા લાલ ગીરધર હોનીતી સોઇ અબતો.

## ભજન ૩૦ મું.

નાખેલ પ્રેમની દોરી ગળામાં અમને નાખેલ પ્રેમથી  ટેક.
આણી કોરે ગંગા વહાલો ધેન ચરાવી.
વચમાં કાનુડો નાખે ઠેરી. ગળામાં.
વન્દ્રારે વનમાં વહાલો ધેન ચરાવી.
વાંસલડી વગાડી ઘેરીઘેરી, ગળામાં.
જલરે જમનાનાં અમે પાણીડાં ગયાંતાં;
ભરી ગાગર નાખી ઢોળી.
વન્દ્રારે વનમાં વહાલે રાસ રચ્યોરે,
કાનુડો કાળોને રાધા ગોરી; ગળામાં.
બાઇ મીરાં કહે છે પ્રભુ ગીરધરના ગુણુ વહાલા,
ચરણુંકી, દાસી પીયા તોરી. ગળામાં.

## ભજન ૩૧ મું.

મારા પ્રાણુ પાતળીયા વહેલા આવેરે,
તમારા વિના હું તો જન્મ જોગણુ છું રે.
નાભી કમળથી સુતારે ચાલી;
જઇરે તખતપર રાચ રચીલા
સુખમના નારી એની સેજ બીછાવે,
તેહી રંભીના છે રાસ ધારી (બે)

તમરે વિનાનું મારે અંતર અંધારૂંરે,
મારા જુગના જીવન મારા૦

શાચું ઘરેણું મારે તું છોરે શામળીયારે,
અવર ઘરેણું મારે હાથ નહી આવેરે,
કુંવરબાઈના જેદી મામેરા પુર્યા તેદી
છાબ ભરીને વેલા આવોરે. મારા.

સાવરે સોનાના હરીના વાઘા સીવડાવુંરે,
પ્રીતમજીને પ્રણામ કરીને.
વીઠલરાય જેદી વરવાને આવ્યા તેદી,
વીટાણા છે વરમાળે રે. મારા.

કાગળીયાનો જેદી કટકો નહોતોરે;
મસરે મોંઘીને જેદી લેખણ નહોતીરે,
વહાલા વિદુર ને જઇને એટલું કહેજો,
તમે એકવાર મળવાને આવોરે મારા.

મધુરી નારની મોરલીરે વાગે,
સુરતીયામાં રાધાજી જાગે..
મીરાંને સ્વાંમી જેદી મળશે;
તેદી દાસીના કુરભાલ ભાંગે. મારા.

## ભજન ૩૨ મું.

ધ્યાન ધણી કેરૂં ધરવુંરે બીજુ મારે શું કરવું.
શું કરવુંરે સુંદર શ્યામ, બીજાને મારે શું કરવું.

નિત્ય ઉઠીને અમે નાઇએ ધોઇએ;
ધ્યાન કેરૂ ધરીએરે; બીજું.
સંસાર સાગર મહા જળ ભરીયોને વહાલા,
તારા ભરૂસે અમે તરીયેરે. બીજું.
સાધુ જનને જમાડીનેરે વહાલા,
જુઠુ વધે તે આપણુ જમીયેરે. બીજું.
વન્દ્રાવનમાં રાસ રચ્યોરે વાહાલા,
રાસ મંડળ તો અમે રમીયેરે બીજું.
હીરને ચીર મને કામ ન આવે વાહાલા,
ભગવાં પહેરીને અમે ભમીયેરે બીજું.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર
ચરણુ કમળ ચીત ધરીયેરે બીજું.

## ભજન ૩૩ મું.

દવતો લાગ્યો ડુંગરીયે કોને ઓધવજી કેમ કરીયે,
કેમ તો કરીયે અમે કેમ કરીયે દવતો લાગેલો. ટેક૦
હાલવા જોઇએ તો વહાલા હાલી ન શકીયે;
બેશી રહીએ તો અમે બળી મરીયે. દવતો.
આરે વરતીયેરે નથી ઠેકાણું વાહાલા,
પરવતીની પાખે અમે ફરીયે. દવતો.
સંસાર સાગર મહાજળ ભરીયે વહાલા;
બાંહેડી જાલો નીકર બુડી મરીયે, દવતો.

બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
ગુરૂજી તારે તો અમે તરીયે. હવતો.

## ભજન ૩૪ મું.

જુનુ થયુંરે દેવર જુનુ થયું મારો હંસલો નાનો દેવલ, ટેક૦
આરે કાયા હંસા ડોલવાને લાગી;
દાંત ગયાને મહેલી રેખું રીયું. મારો હંસલો૦
આરે યાયા હંસા પડવાને લાગી,
ગયો હંસો પીંજરૂ પડી તો રહ્યું. મારો હંસલો૦
તેવતેવડી મથીરે હંસા ગોવાલણી,
તે શું મનકુ મોહી રહ્યું. મારો હંસલો૦
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
પ્રેમનો પ્યાલો તમને પાઇ પીઉં. મારો હંસલો૦

## ભજન ૩૫ મું.

ઘેલાં અમે ઘેલાંરે અમને ગુણ લાધ્યો. ટેક૦
આગે તો અમે કંઈ ન જાણ્યું મન માયામાં બાંધ્યું,
ભવસાગરમાં ભુલા પડયાં, મારગ મળીયા માધું. ઘેલા૦
ઘેલાં તો અમે હરીનાં ઘેલાં, દુરજનીયા શું જાણો.
પુરવજનમની પ્રીતલડી અમને હરીએ ઝાલ્યાં હાવે, ઘેલાં૦
ઘેલાં ઘેલાં તમે શું કરો; ઘેલાંનું કામ કરશે,
સુખનું કેતાં દુઃખજ લાગે તે નર કયાંથી કરશે. ગેલાં૦
ઘેલાં તો અમે કાંઈ ન જાણતાં સાધુ ચરણો સેવ્યાં,
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ સમજે કારજ સીધ્યાં ઘેલાં૦

## ભજન ૩૬ સું.

મેં તો છોડી છોડી કુળકી લાજ,
રંગીલો રાણો કાંઇ કરશે માણારાજ. ટેક૦

પાવમેં બાંધુગી મે ઘુઘર હાથમાં લઉંગી સીતાર;
હરીકે ચરણુ આગે નાચતીરે કાંઈ રીઝેગો કીરતાર. મેંતો૦

ઝેરકો પ્યાલો રાજાજીએ ભેજ્યો, મીરાંબાઇ હાથ;
કરી ચણુામત પી ગઇરે શ્રી ઠાકોરજીનો પ્રસાદ મેંતો૦

રાણાજીએ રીસ કરી ભેજ્યો, ઝેરી નાગ અસાર,
પકડ ગલે બીચ ડાલીયો, કાંઇ હો ગયો ચંદનહાર. મેંતો૦

મીરાંકો ગીરધારી મીલીયા જનમ જનમ ભરથાર,
મેંતો દાસી જનમ જનમકી કૃષ્ણ કંથ ભરથાર. મેતો૦

## ભજન ૩૭ સું.

સ્વામી સબ સંસારકે હો તુમ સાચે શ્રી ભગવાન. ટેક૦

સ્થાવર જંગમ પાવક પ્રાણી
સબસે મહીમા તેરી દેખી, કુદરતને કુરબાન. સ્વામી૦

સુદામા કે દારિદ્ર ખોય, પાંડુકી પહિચાંન,
દો મુઠી તાંન્દુલકી આલી. હીન્હો દ્રવ્ય મહાન, સ્વામી૦

ભારથમે અર્જુન કે આગે, આપ બચે રથવાન,
ઉસને અપને કુલકો દેખા, છુટા ગયે તીર કંમાન. સ્વામી૦

ना कोई मारे ना कोइ तरतां, तेही ओ अज्ञान,
चेतन जीवतो अरज अमरके हो गीरताको ज्ञान. स्वामी०
मुज परतो प्रभु कृपा कीजे, बंदी आपनी जान,
मीरां लागे शरणु तीहारी, लागे चरणुके ध्यान. स्वामी०

## भजन ३८ मुं.

मारे शीरपर शालीग्राम, राणाजी मेरा कांइ करशी. टेक०
मीरांसे राणा कहीरे सुणु, राणा मेरी वात,
साधुकी संगती छोडदेजी, सखीयां मन संकुचात. रा०
मीरांने सुन ये कहीरे, सुणु राणाजी वात,
साधु तो मइया बाप कइरे, सखीया कही घबरात. रा०
झेरको प्यालो भेजीयोरे, देज्यो मीरांने हाथ,
अमृत करके पी गइरे, बेली करेगो दीनाथान. रा०
मीरां प्याला पी वीचारे, कर कर बोले जार,
ते तो मारणकी करेरे, मारो श्री हरी राखणुहार. रा०
आघे जारड पाणी हेरे, आके जोरड कीच,
आघे मीरां एकली रे, आघे राणाकी फोज. रा०
कावे क्रोधको डालकर, हाथ लीये हथीआर,
जीती मीरा एकली रे, हारी राणाकी फोज. रा०
कंचगीरी काचा तरारे, बेठे संत पचाश,
जिनमें मीरां एसी दमके, लखता रोम प्रकाश. रा०
टांडा जीववे बहियारे, बे गीदीना होद्र,
कलकी तारना कामनीरे, चल हय पुष्कर नहान रा०

## ભજન ૩૯ મું.

મારે હીરદે વસોજી દીનાનાથ, મેં અબ ના વીસારૂંગી. ટેક૦
મીરાં ઉતરી મહેલસેરે, છાપે તીક લગાઇ.
પાયત બાંધે ઘુઘરારે, રથમાં લીયેહં સીતાર. મેં અબ૦
સાસન ન દીપાયો ઉઠ બોલી, દેવન શીશ વમાઉ,
મીરાં કહે માથા તેવાઉં. જહાં પાઉ દીનાનાથ મેં અબ૦
રાંણે પ્યાલા ભેજીયારે, દેજો મીરાં હાથ,
મીરાં પ્યાલા પી ગઇરે, તુમ જાણો વ્રજનાથ. મેં અબ૦
રાણે ખાડા સાધીયારે. કરો મીરાંને થાર,
તેરી મારી મરે ન મીરાં, રખને હાર કીરતાર મેં અબ૦

## ભજન ૪૦ મું.

સુનાવે વીનતી મોરી મેં શરણ ગ્રહ પ્રભુ તોરીજી ટેક૦
આપ પતીત અનેક ઉધારણ ભવસાગર પાર ઉતારેજી સુ૦
મેં સબકા નામ ન જાનું મેં કોઇ બખત બખાનુંજી;
અંબરીશ સુદામાનામાં પ્રભુ પહોંત્યા એનીજબામા. સુ૦
ધ્રૂવ પાંચ વરકા બાલા ધ્રુમાં દરશન દીયો નંદલાલજી;
ધનકા પ્રભુ ખેત જમાંયા; કબીર ઘેર બેલ રચાયાજી. સુ૦
શબરીકે તુમ ફળ ખાવે; સબ કાજ કીરે મન ભાયેજી;
સાધન સામે સેનાનાઈ તુમ; બહુત કરી અપનાઇજી. સુ૦
કર્માકી તુમ ખીચડી ખાધી; ગુણીકા પાર લગામેજી.
મીરા તુમરે રંગમે રાતી, ઘેહ જાનતેહે બાથીજી. સુ૦

## ભજન ૪૧ મું.

ભાર તો ધરણીરો દીનાનાથ; વાતું અમે કેમ કરીયે. ટેક૦
લટકામાં આવું ને લટકામાં જાવું; લટકામાં સમજાવું;
એક ઠેકાણું ભલા તમને એવું બતાવું તે બે ઘડી રહેજો;
સુખદુઃખની આપણા વાતુ કરીયે વાલમ જોબન જાય રસલેવારે.
સોના ઈંઢોણી રૂપલાનું બેડું, હાથમાં જળજમનાની ઝારી;
રાણી રાધાજી જ્યારે પાણીડાં ચાલ્યાં જાણે સોલ વરસની નારી.
સોળ શણગાર તારે અંગે બીરાજેને; હાથમાં સોના કેરા ચુડો.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ; વાલમ વર છે રૂડો.

## ભજન ૪૨ મું.

નિત નિત ભજવું તારૂં નામ તારૂં નામ મારા શામરે.
પ્રેમ થકી મને પ્રભુજી મળ્યા હોજી.
સુની સેજડીયે મુને નીંદ્રાં ન આવે વહાલા;
કાંઈ નવ સુજે ઘરમાં કામ (૨)
ભાતભાતનાં ભોજન પીરસીયાં વહાલા;
જમવા ન આવે ઘેલો શામ (૨)
બાઈ મીરાં કહે પ્રભુ; ગીરધરના ગુણ વહાલા;
છેલી બાકીના રામ રામ રામરે. નિત નિત૦



## થાળ ૧

લાવી લાવી લટકાન્તી વ્રીજનારી કે મેવા લાવે મીઠડારે લોલ
વ્હાલા માહરા સંસારમાં એક સાર કે જેણે હરી દીઠડારે લોલ
વ્હાલા માહારા રંક તણે ઘેર આવે કે શીળ સ્વભાવનારે લોલ
વ્હાલા માહારા તુલસીના પત્રે ધરાવું કે ભુખ્યા હરી ભાવનારે લોલ
વ્હાલા માહારા આવ્યા વીદુરને ઘેર કે ભાજી ચાખવારે લોલ
વ્હાલા માહારા લાડુ ને કંસાર, જલેબી ઝુલ તીરે લોલ
વ્હાલા માહારા પેંડા ને પકવાન, પતાસાં પ્રેમનારે લોલ
વ્હાલા માહારાં જળ જુમનાની ભરી ઝારી કે આછમન
લીજીયેરે લોલ
વ્હાલા માહરા બીડલે બાસઠ પાન કે તાંબુલ લીજીયેરે લોલ
વ્હાલા લવીંગ સોપારીને એલચી કે મુખવાસ કીજીયેરે લોલ
વ્હાલા માહારા હરીજન ભાવથી માગે કે ભક્તિ દીજીયેરે લોલ

---

## થાળ ૨

જીવણ આવો જમવાને અમને દરશન દેવાને,
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા,
સુંદર બાજઠ ઢાળ્યા છે; કંચન થાળ અજવાળ્ય છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
શીરો પુરી ખાજા છે, ઘીઈ ગવરીના તાજા છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
તાજી જલેબી લાડુ છે, જમવાનું બહુ સારી છે

ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
તળી વાલોળો તાજી છે, વિદુરના ઘરની ભાજી છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા,
કઢી વડીની કીધી છે, દાળમાં ખોયણી દીધી છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
લીંબુ મરચા કેરા છે, સવરીબાઇનાં બોરાં છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
શાકઘણી જાતનાં કીધાં છે, થાળમાં મુકી દીધાં છે,
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
ભાત કમોદનો કીધો છે, ઘીઇનો દોરો દીધો છે.
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
થાળ પીરસી તઇયાદ કીધો છે, જીવણે પરસાદ લીધો છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
ખારૂ મોળુ કહેજોને, પીહુ જોઇએ તો લેજોને,
ઓ અલબેલા છેલ ચબીલા છોગાળા.
જમુના જળની ઝારી છે, આચમન મંગળકારી છે,
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
મુખવાસ લવીંગ સોપારી છે; પાનની બીડી વાળી છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
ફુલડે સેજ બીછાવી છે, ધન પ્રીતમ બલીહારી છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.